माने इठ ॥ असंख्याते वृद्धिनाजी थानकजिनवर पुठ ॥गु० ॥१२॥

**અર્થઃ**—એજ રીતે આગલ પણ તે અનંતભાગ વૃદ્ધિ તથા અસંખ્યાતભાગ વૃદ્ધિ એ દ્વય કે૦ બે બે વૃદ્ધિના સ્થાનકને વિચમાં એકેક સંખ્યાત ભાગ વૃદ્ધિનું સ્થાનક કરતા કંડક પ્રમાણ નીપજે. હે ઇષ્ટ! હે પ્રાણવલ્લભ! તે સંખ્યાતભાગ વૃદ્ધિના સ્થાનક હે જિનવર હે વીતરાગ! તુમે ફરસ્યા ॥ ૧૨ ॥

वलि पूरव द्वय वृद्धिनाजी। थानक सरव करेह ॥ आगल गुण संख्यातनुंजी। थानक एक धरेह ॥गु० ॥१३॥

**અર્થઃ**—સંખ્યાતભાગ વૃદ્ધિ કંડકના ચરમસ્થાનકને આગલે પૂર્વલી બે વૃદ્ધિના જેટલા સ્થાનક ગયાં છે તેટલા સર્વ સ્થાનક

કરવા એટલે કરિયે, તેને આગલ સંખ્યાત ભાગવૃદ્ધિનું કંડક પુરૂં થયું તે માટે તેને ઠેકાણે સંખ્યાત ગુણવૃદ્ધિનું એક સંયમ સ્થાનક ધરે એટલે ધરિયે થાપિયે એટલે પાછલ અનંતભાગ વૃદ્ધિનું કંડક ગયુ છે તેના ચરમ સ્થાનકમા જેટલા અવિભાગ છે તેને ઉત્કૃષ્ટ સંખ્યાતગુણા કરિયે તે સંખ્યાતગુણા કરતાં જેટલા અવિભાગ થાય તેટલા અવિભાગ પ્રથમ સખ્યાત ગુણ વૃદ્ધિના સ્થાનકમાં વધે એ રીતે આગલ પણ સ્વબુદ્ધે જાણવુ. ॥૧૩॥

इम त्रिक वृद्धिने अंतरेजी । गुण संख्यातना ठाण ॥ कंडक माने नीपजेजी । जाणे तुं वर नाण ॥गु० ॥१४

અર્થઃ—એમ ત્રિકવૃદ્ધિને વિચાલે એટલે પૂર્વે જે અનતભાગ વૃદ્ધિ અસંખ્યાતભાગ વૃદ્ધિ સંખ્યાતભાગ વૃદ્ધિ એ ત્રણ ત્રણ વૃદ્ધિના

સર્વ સ્થાનકને વિચાલે એક એક સંખ્યાત ગુણનું સ્થાનક કરિયે એમ કરતાં સંખ્યાત ગુણ વૃદ્ધિના સ્થાનક કંડક પ્રમાણ નીપજે। એટલે ષટ્વૃદ્ધિ માંહે ચોથી સંખ્યાત ગુણ વૃદ્ધિ પૂરી થઇ. સંયમ સ્થાનક ચારિત્ર પરિણામરૂપ હોવાને લીધે અરૂપી છે તે માટે હે સર્વજ્ઞ! ત સર્વ તું જાણે છે.

**पुनरपि त्रिक वृद्धी तणाजी । पूरी थानक सर्व ॥ असंख्यात गुण वृद्धिनुंजी । थानक एक अगर्व ॥गु०॥१५**

અર્થઃ—સંખ્યાતગુણ વૃદ્ધિ કંડકના ચરમા સ્થાનકથી આગલ વલી ત્રણ વૃદ્ધિના એટલે અનંતભાગ વૃદ્ધિ અસંખ્યાત ભાગ વૃદ્ધિ અને સંખ્યાત ભાગ વૃદ્ધિ એ ત્રણ વૃદ્ધિના સ્થાનક જેટલાં પૂર્વે ગયાં છે તે સર્વ સંયમસ્થાનક પૂરીને નીપજાવીને તે પછી અસંખ્યાતગુણ

વૃદ્ધિનુ એક સયમસ્થાનક આવે, માટે હે ભગવં! પાશ્ચાત એટલે પૂર્વે થયલા અનંતર કડકના ચરમ સયમસ્થાનકમા જેટલા અવિભાગ છે તેને અસખ્યાત લોકાકાશ પ્રદેશે પ્રમાણે ગુણાકાર કરતા જેટલા અવિભાગ થાય તેટલા અવિભાગ પ્રથમ અસખ્યગુણ વૃદ્ધિના સ્થાનકમા વધે ॥ ૧૫ ॥

चउरंतर चउरंतरेंजी। थानक कंडक मेय ॥ असंख्यात गुण वृद्धिनाजी। पंडित वीर्य वरेय ॥ गु०॥१६॥

અર્થ — તેવાર પછી વલી આગલ પણ ચાર ચાર વૃદ્ધિને વિચાલે એકેક અસખ્યાત ગુણ વૃદ્ધિનુ સંયમ સ્થાનક નીપજે, એમ નીપજાવતા કંડક માત્ર થાય એ અસંખ્યાત ગુણવૃદ્ધિના સયમ સ્થાનક એટલે અસંખ્યાત ગુણ વૃદ્ધિના પ્રથમ સ્થાનક પછી

અનંતભાગ વૃદ્ધિ અસંખ્યભાગ વૃદ્ધિ સંખ્યાતભાગ વૃદ્ધિ સંખ્યાત ગુણવૃદ્ધિ એવાં ચાર વૃદ્ધિનાં સ્થાનક કર્યા પછી અસંખ્ય ગુણવૃદ્ધિનું બીજું સ્થાનક આવે. એ રીતે ચાર ચાર ચાર વૃદ્ધિને વિચાલેં એકેક અસંખ્યાત ગુણ વૃદ્ધિનું સ્થાનક કરતાં કંડક માત્ર થાય એટલે ષટ વૃદ્ધિમાંહે અસંખ્ય ગુણ વૃદ્ધિરૂપ પાંચમી વૃદ્ધિ પૂરી થઈ. એ સર્વ સંયમસ્થાનકરૂપ આત્મગુણ તે હે વીર! હે પરમેશ્વર! તુમેં પંડિત વીર્યે કરીને વરચા, પામ્યા, માટે તુમે વંદ્ય પૂજ્ય સ્તુત્ય છો તમારી સ્તવના કરતાં એવા ગુણ પામિયે ॥ ૧૬ ॥

उपर वली चउ वृद्धिनाजी। फरसे थानक सार॥ तदनंतरनंत गुणनुंजी। थानक एक उदार ॥ गु० ॥१७॥

અર્થઃ—હવે તે અસંખ્ય ગુણવૃદ્ધિ કંડ-

કના ચરમ સ્થાનકને ઉપર વલી ચારવૃદ્ધિના સ્થાનક એટલે અનંતભાગ વૃદ્ધિ તથા અસ ખ્યભાગ વૃદ્ધિ અને સંખ્યાતભાગ વૃદ્ધિ તથા સંખ્યાતગુણ વૃદ્ધિ એ ચાર વૃદ્ધિના સર્વ સ્થાનક ફરસે હે સાર । હે જગત ઉત્કૃષ્ટ પ્રભુ! તેવાર પછી વલી આતરારહિત અનંતગુણ વૃદ્ધિનું એક પ્રથમ સ્થાનક મહોટું આવે એટલે પાશ્ચાત્ય જે ( પુર્વે થયલા ) અનંતર પ્રથમ સ્થાનકમા જેટલા અવિભાગ છે તે સર્વ જીવોની સખ્યા રુપજે અનંતા છે તે અનતા સાથે અનંત ગુણ કરતા જેટલા અવિભાગ થાય તેટલા અવિભાગ અનંતગુણ વૃદ્ધિના પ્રથમ સ્થાનકમા વધે

पंच पंच वुद्धी विचेंजी। ठाण एक इक जोय॥ इम अनंत गुण वुद्धिना-जी॥ कंडक माने होय ॥गु० ॥१८॥

અર્થઃ—અનંતગુણ વૃદ્ધિના પ્રથમ સ્થાનક પછી અનંતર અનંતભાગવૃદ્ધિ, અસંખ્ય ભાગવૃદ્ધિ સંખ્યાતભાગ વૃદ્ધિ સંખ્યાતગુણ વૃદ્ધિ અસંખ્યાતગુણ વૃદ્ધિ એવાં પાંચ વૃદ્ધિ રુપ સમસ્ત સંયમ સ્થાનક ઉપજે. તેવાર પછી એક અનંતગુણ વૃદ્ધિનું બીજું સંયમ સ્થાનક આવે. એ રીતે પાંચ પાંચ વૃદ્ધિને વિચમાં એક એક અનંતગુણ વૃદ્ધિનું સ્થાનક નીપજે. તે જ્ઞાન દ્રષ્ટિયે જુઓ. એમ કરતાં અનંતગુણ વૃદ્ધિના સંયમસ્થાનક કેટલા થાય તે કહે છે. કંડક પ્રમાણે હોય એટલે અંગુલના અસંખ્યાતમા ભાગમાં જેટલા આકાશપ્રદેશ છે તેના જેટલા અનંતગુણ વૃદ્ધિના સંયમ સ્થાનક થાય તે કંડક થયું ॥ ૧૮ ॥

उपर वली पंच वृद्धिनाजी। फरसे संयम ठाण ॥ प्रवचन अनुसारें कहुंजी। षट थानक परिमाण ॥गु०॥१९

યમનું મૂલ ષટ સ્થાનક ને ઉપર ઉપર વલી બીજા ષટ સ્થાનિક ઉપજે એટલે અસંખ્યાતિવાર ઉપરા ઉપર ષટ સ્થાનક થાય. ઉક્તંચ. છઠ્ઠાણુગ અવસાણે, અન્નં છઠ્ઠાણુયં પુનો અન્નં; એવ મસંખા લોગા, છઠાણાણું મુણેયવ્વા ॥ ૧ ॥ ॥ ૨૦ ॥

**ए संयम गुण ठाणमांजी। जे वरते मुनि सोय ॥ वंद्य अपर भजना पणेंजी भाष्यकल्पमां जोय ॥ गु० ॥ २१ ॥**

અર્થઃ—એ સંયમ કે૦ ચારિત્ર ગુણસ્થાનકમાં એટલે છઠ્ઠાગુણઠાણાના આદ્યના સ્થાનકથી માંડીને યથાખ્યાત ચારિત્રરુપ ચરમ સ્થાનકપર્યંત તેમાં જે મુનિરાજ વર્તે છે તે મુનિ વાંદવાયોગ્ય છે, પણ વેશમાત્રને વાંદવાનું પ્રયોજનનથી. ઉક્તંચ ॥ વેસોવિ અપ્પમાણો, અસંજમપએસુ વટ્ટમાણસ્સ ॥ કિંપરિ અત્તિ-

યવેસં, વિસં ન મારેઈ ખજ્જત ॥૨॥ ઈતિ માટે અપર કેo બીજા જે સંયમશ્રેણીથી બાહ્ય તે ભજનાયે વંદનીક એટલે કારણે વાંદવાયોગ્ય, પણ કારણવિના વાંદવાયોગ્ય નહી. એ અર્થ બૃહત્કલ્પ ભાષ્યમા જોઈ લેવું. ઉક્તાચ ॥ સંયમ ઠાણ ઠિયાણં, કિઇકમ્મ-વાહિરાણભઈ યવ્વં ॥ ૨૧ ॥

ઈહા પટસ્થાનકના નામ કહે છે. ૧ અનંતભાગવૃદ્ધિ ૨ અસંખ્યભાગવૃદ્ધિ, ૩ સંખ્યાતભાગવૃદ્ધિ, ૪ સંખ્યાતગુણવૃદ્ધિ, ૫ અસંખ્યાતગુણવૃદ્ધિ ૬ અનતગુણવૃદ્ધિ એમા ભાગ તથા ગુણવૃદ્ધિ કહી તે કેવી સંખ્યાયે છે તે જાણવાને આગમની ગાથા કહે છે:—સવ્વ જિએહિ અનત, ભાગંચ ગુણં અસખ લોગેહિં ॥ જાવ અસખં મખ, સખિજેવુ ચ જિઠેપ ॥ ૧ ॥ એનો અર્થ —એપટવૃદ્ધિરૂપ પટ સ્થાનકને વિષે જે અનતભાગનુ સ્થા-

નક તથા અનંતગુણનું સ્થાનક એ બે સ્થાનકની સંખ્યા તે સર્વ ચઉદ રાજલોકમાં જેટલા જીવની સંખ્યા છે તે સંખ્યાયે ભાગ તથા ગુંણની વૃદ્ધિ કરવી અને અસંખ્યભાગ વૃદ્ધિ તથા અસંખ્યગુણ વૃદ્ધિ એ બે સ્થાનક તે અસંખ્યાત લોકાકાશ પ્રદેશની જેટલી સંખ્યા છે તે સંખ્યાયે ભાગ તથા ગુણની વૃદ્ધિ કરવી અને સંખ્યાત ભાગવૃદ્ધિ તથા સંખ્યાતગુણવૃદ્ધિ એ બે સ્થાનક તે ઉત્કૃષ્ટ સંખ્યાતાની જેટલી સંખ્યા છે તેટલી સંખ્યાયે ભાગ તથા ગુણની વૃદ્ધિ કરવી. ઇતિભાવ.

તથા જે સંયમસ્થાનક અનંતભાગ વૃદ્ધિને પામે તે પાછલા સંયમસ્થાનકના જેટલા અવિભાગ હોય તેને સમસ્ત જીવોની જેટલી સંખ્યા છે તે સંખ્યાયે ભાગ આપતાં જેટલા અવિભાગ આવે તાવત્પ્રમાણ અનંતભાગે અધિક જાણવું અને જે સંયમસ્થાનક અ-

સંખ્યાતભાગ વૃદ્ધિને પામે તે પાછલા સંયમસ્થાનકના નિર્વિભાગ ભાગ જેટલા હોય તેને અસખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણે ભાગ આપતા જેટલા અવિભાગ લાભે, તાવત્ પ્રમાણુ અસખ્યેય ભાગે અધિક જાણવુ તથા જે સયમસ્થાનક સખ્યાતભાગ વૃદ્ધિને પામે તે પાછલા સંયમસ્થાનકના જેટલા અવિભાગ હોય તેને ઉત્કૃષ્ટ સંખ્યાતાયે ભાગ કરતા જે અવિભાગ લાભે તેટલા સખ્યાત ભાગે અધિક જાણવુ વલી જે સયમ સ્થાનક સંખ્યાતગુણ વૃદ્ધિને પામે તે પાછલા સયમસ્થાનકના જે નિર્વિભાગ ભાગ છે તેને ઉત્કૃષ્ટ સંખ્યાતગુણની રાસિયે ગુણતા જે અવિભાગ થાય, તાવત્પ્રમાણ સખ્યાતગુણે અધિક જાણવું તથા જે સયમસ્થાનક અસંખ્યાત ગુણવૃદ્ધિને પામે તે પાછલા સંયમસ્થાનના જે અવિભાગ છે તેને અસંખ્યાત લોકાકાશના જે પ્રદેશ

છે તદ્દગુણિત કરિયેં તાવત્ પ્રમાણ અસં-ખ્યાતગુણો અધિક જાંણવું તથા જે સંયમ-સ્થાનક અનંતગુણવૃદ્ધિને પામે છે તે પાછલા સંયમસ્થાનકના જેટલા અવિભાગ છે તેને સમસ્ત જીવોની અનંતિ સંખ્યાયેં ગુણતાં જેટલા અવિભાગ થાય તાવત્પ્રમાણ અનંત-ગુણો અધિક જાણવું. ઇતિ જ્ઞેયં. ॥ ૨૧ ॥

**षट थानक संयम तणाजी। कहेतां स्तवतां वीर ॥ क्षमाविजय जिन भक्तिथीजी । उत्तम लहे भव तीर ॥ गु० ॥ २२ ॥**

અર્થઃ—એ સંયમના ષટસ્થાનક કહેતાં થકાં તથા સંયમશ્રેણી ગર્ભિત વીર પરમેશ્વરને સ્તવતાં તથા વલી ક્ષમાગુણે કરીને મોહનું જેણે વિજેય કર્યો છે, અણુત્તરાએ ખંતિએ. ઇતિ વચનાત્. એહવા જિન કે૦ વીતરાગ જે

શ્રીવીરસ્વામિ તેની ભકિતથી ઉત્તમ જીવ હોય તે ભવ કે૦ સંસાર સમુદ્રનો પાર પામે. સિદ્ધ પરમેશ્વર થાય એટલે પંડિત શ્રી ક્ષમાવિજયગણિ તત્ શિષ્ય પંડિતશ્રી જિનવિજયગણિ તેમની ભકિતથી મુનિ ઉત્તમવિજયજી સંસારનો પાર પામે, એમ પણ જાણવું ॥ ૨૨ ॥

અવતરણ —પૂર્વોક્ત સંયમસ્થાનક સમજવાને સુગમ થાય તે માટે શ્રી વીરપ્રભુની સ્તવના કરતા યંત્રનો બીજો ઢાલ કહે છે ઇતિ સંબંધ ॥

## ढाल बीजी.

### सुरती महीनानी देशी.

वस्तु स्वभाव प्रकाशक भाशित लोगालोग । वीर जगत गुरु भोगवे रत्नत्रयीनो भोग ॥ संयमना पट था-

निक सूक्षम बुद्धि गम्य ॥ स्व पर
विबोधन हेतें थापुं यंत्र सुरम्य ॥१॥

અર્થઃ—સદસદાદિક અનંતધર્માત્મક વસ્તુ સ્વભાવ તંનું પ્રકાશક તથા કેવલ જ્ઞાનરુપ આરસીમાં જેને લોકાલોકનું સ્વરુપ ભાસ્યો છે એહવો શ્રીવીરપરમેશ્વર ત્રણ જગતનો ગુરુ ભાવરત્નત્રયીનો આસ્વાદ અનુભવે છે, સમ્યક્ જ્ઞાન યથાર્થં વિબોધ સમ્યક્ દર્શનં તત્વપ્રેતીતિ સમ્યક્ ચારિત્રં નિજસ્વરુપ રમણ સ્થિરતારુપ ઇતિ રત્નત્રયી. સ્વરૂપં સંયમની ષટવૃદ્ધિના સ્થાનકે તીક્ષ્ણ બુદ્ધિયેં ગમ્ય છે તે માટે પોતાને તથા પરને સમજવાને અર્થે અસત્કલ્પનાયેં મનોહર યંત્ર થાપુ છું તિહાં અનંત ભાગવૃદ્ધિને સ્થાનકે મીંડાં અને અસંખ્યાત ભાગવૃદ્ધિ સ્થાનકે એકડાં સંખ્યાત ભાગવૃદ્ધિ સ્થાનકે બગડા, સંખ્યાત ગુણવૃદ્ધિ સ્થાનકે ત્રગડા, અસંખ્યાતગુણ વૃદ્ધિસ્થાનકે

ચોગઠા અનંતગુણ વૃદ્ધિસ્થાનકે પાચશા- એમ અસત્કલ્પનાયે ચાર મીડાયે અનંતભાગવૃદ્ધિ કંડક, ચાર એકડે અસંખ્યભાગવૃદ્ધિ કંડક ઇત્યાદિક સંજ્ઞા જાણવી ॥ ૧ ॥

भाग अनंतह वृद्धिना ठाण छे कं-
डक सार। छे यद्यपि ते असंख्य ठवुं
तस विंदु चार ॥ असंख्य भाग वृद्धिनुं
थानक आगल एक ॥ तस ठामें ठवुं
एको मन धरी अतिहि विवेक ॥२॥

અર્થઃ—અનંતભાગવૃદ્ધિના સ્થાનક ભલા કંડકમાત્ર અંગુલ અસંખ્યભાગવત આકાશ પ્રદેશ પ્રમાણ છે, એ રીતે જો પણ તે અનંતભાગ વૃદ્ધિના સ્થાનક અસંખ્યાતા છે તોપણ અસત્કલ્પનાયેં તેના ચાર બિંદુ સ્થાપું છું એટલે અનંતભાગવૃદ્ધિનું કંડક પુરૂ થયું તેથી

આગલ અસંખ્યાતભાગ વૃદ્ધિનુ સ્થાનક એક આવે તેને ઠેકાણે મનમાં અત્યંત વિવેક ધરીને એકડો થાપું છું તે પૂર્વોક્ત સ્થાનકથી ભિન્ન પાડવા નિમિત્તે થાપું છું. એમ સર્વત્ર જાણવું ॥૨॥

चउ चउ बिंदु अंतर इम होय एकाचार । तदनंतर चउ बिंदु सघलां वीस उदार ॥ आगल भाग संख्यातह वृद्धिनो बीउ जाण । इम चउ बिया ठवतां मींडां शत परिमाण ॥ ३ ॥ चउ बीआवीस एका मींडां शत समुदाय ॥

चउ बीआ वीस एका मींडा शत समुदाय । भागनी वृद्धि मांहे थयां

हवे गुण वृद्धि कहाय ॥ संख्यात गु-
णनी वृद्धिमां तीओ आदि उदार ।
इम सवि मींडा अंका विच ठवि ति-
आ चार ॥ ४ ॥

અર્થઃ—વલી આગલ અનંતભાગ વૃદ્ધિના એક કડક જેટલા સ્થાનક થાય તેને ઠેકાણે ચારબિંદુ થાપીયે, આગલ અસંખ્યભાગ વૃદ્ધિનું એક સ્થાનક છે તે માટે વલી એકડો થાપીયે, એ રીતે ચાર ચાર બિંદુને આંતરે જેવારે ચાર એકડા થાય એટલે અસંખ્યભાગ વૃદ્ધિનું કડક પુરૂ થયુ. તેવાર પછી આંતરા રહીત છેડાનુ અનંત ભાગવૃદ્ધિનું કડક આવે તેને ઠેકાણે ચાર બિંદુ થાપીયે એટલે સઘલા સરવાલે ચાર એકડાને વીસ મિંડા થયા તે પછી આગલ સંખ્યાતભાગ વૃદ્ધિનુ સ્થાનક

એક આવે તેને ઠામે બગડાની થાપના જાણીયે. એ રીતે ચાર એકડા ગર્ભિત વીસ બિંદુ અનંતર સંખ્યાતભાગ વૃદ્ધિનું એક એક બગડો આણતાં જેવારે ચાર બગડા આવે તેવારેં સંખ્યાતભાગ વૃદ્ધિનું કંડક પુરૂં થાય. તેવાર પછી વલી છેડે ચાર એકડા ગર્ભિત વીસ મીંડા આવે, એમ સંખ્યાતભાગ વૃદ્ધિપર્યંત સર્વ સમુદાયે મીંડાં (૧૦૦) એકડા (૨૦) બગડા (૪) એતાવતા સંખ્યાત ભાગવૃદ્ધિનું કંડક એક અસંખ્યાત ભાગવૃદ્ધિના કંડક પાંચ અનંતભાગવૃદ્ધિના કંડક પચવીસ એટલા સ્થાનક અસત્કલ્પનાયે ભાગવૃદ્ધિમાં થયા. હવે ગુણવૃદ્ધિમાંહે જે સ્થાનક થાય તે કહે છે. હવે આગલ સંખ્યાતગુણ વૃદ્ધિનું એક સ્થાનક આવે તેને ઠેકાણે એક ત્રગડો થાપીયે એટલે સંખ્યાતગુણ વૃદ્ધિમાં પ્રથમ ઉત્તમ સ્થાનકનો ત્રગડો જાણવો. એ રીતે વલી પણ

પૂર્વલા ચાર ખગડા, વીસ એકડા ગણિત શતમિંડા થાપીને તેને અનંતર ઓલો ત્રગડો આવે. એ રીતે જેવારે ચાર ત્રગડા થાય તેવારે તે ચાર ત્રગડે અસંખ્યાતગુણ વૃદ્ધિરૂપ કંડક પુરૂ થયુ ચોથા ત્રગડાને અનતર વલીચાર ખગડા વીસ એકડા અને સાત મીંડા થાપીયે ॥ ૩ ॥ ૪ ॥

त्रीस वीआ शत एका पण सय बिंदु मान । असंख्यात गुण वृद्धिनो चोको धुरि मंडाण ॥ इम चउ चोका आणतां तिक वीस द्विक शत जोय। पण सय एकडा मींडा पंचवीससें होय ॥ ५ ॥

અર્થ—ઈહા સખ્યાતગુણ વૃદ્ધિપર્યંત સર્વમલી ત્રગડા ચાર ખગડા વીસ અને એકડા સો તથા પાચસે મીંડા એટલે સખ્યાતગુણ

વૃદ્ધિનું કંડક એક અને સંખ્યાતભાગ વૃદ્ધિના કંડક પાંચ અસંખ્યાતભાગ વૃદ્ધિના કંડક પચીસ અનંતભાગ વૃદ્ધિના કંડક એકસો ને પચીસ થાય તેવાર પછી અસંખ્યાતગુણ વૃદ્ધિરુપ પ્રથમ સ્થાનકનો ચોગડો માંડીયેં ફરી ચાર ત્રગડા વીસ બગડા એકસો એકડા સહીત પાંચસો મીંડા ગયેથકે વલી બીજો ચોગડો માંડીયેં એ પરીપાટીયેં જેવારે ચાર ચોગડા થાય એટલે અસંખ્યાત ગુણ વૃદ્ધિનું કંડક પુરું થયું વલી ચોથા ચોગડાને અનંતર ચાર ત્રગડા વીસ બગડા એકસો એકડા અને પાંચસેં મીંડા થાપીયેં તો સર્વમલી ચાર ચોગડા વીસ ત્રગડા એકસો બગડા પાંચસેં એકડા પચીસો મીંડા થાય એટલે અસંખ્યાત ગુણવૃદ્ધિનું કંડક એક સંખ્યાત ગુણવૃદ્ધિના કંડક પાંચ સંખ્યાત ભાગવૃદ્ધિના કંડક પચીસ અસંખ્યાત ભાગવૃદ્ધિના કંડક એકસોપચીસ

તથા અનતભાગ વૃદ્ધિના કડક છસોને પચીસ થયા ॥ ૫ ॥

हवे अनंत गुण वृद्धि पदे ठवि पंचक चंग । पुनरपि पूरव रीतें मांडां अंक सुरंग ॥ तिवार पछी पंचक इम पंचक चउ जव थाय । आगें पण पंचवीससें मांडां अक कराय ॥ ६ ॥

અર્થ —હવે અનતગુણ વૃદ્ધિપદેકેo અનતગુણ વૃદ્ધિરુપ પ્રથમ સ્થાનકને ઠેકાણે એક પાચડો થાપીયે પુનરપિ પૂર્વલી રીતે ચાર ચોગડા વીસ ત્રગડા એકસો બગડા પાચસો એકડા ગર્ભિત પચવીસસો મીંડા થાપીયે તેવાર પછી બીજો પાચડો થાપીયે એરીતે અનુક્રમે જેવારે ચાર પાચડા થપાય

તેવારે અનંતગુણ વૃદ્ધિરુપ કંડક પુરૂં થાય વલી આગલ પણ ચોથા પાંચડાને અનંતર ચાર ચોગડા વીસ ત્રગડા એકસો બગડા પાંચસો, એકડાયેં યુક્ત પંચવીસસો મીંડાં કરીયેં એટલે એક ષટસ્થાનક પુરૂં થયું.

**पांचडा चोगडा त्रगडा वगडा एकडा बिंदु । षट थानकनां यंत्रनी संख्या कहे जिनचंदु ॥ चउ वीस सय पणसय पंच वीस सय सार ॥ अंका मींडा गणतां साढा बार हजार ॥७॥**

અર્થઃ—હવે ષટસ્થાનક મધ્યે આંક તથા મિંડાની સંખ્યા આવી તે પશ્ચાનું પૂર્વિયેં કહિયેં છે પાંચડા ચોગડા ત્રગડા બગડા એકડા તથા બિંદુ તેના સમુદાયરુપ ષટસ્થાનકના

પંચની સંખ્યા તે શ્રી જિનચંદ્રદેવ ઋષ-
ભાદિકે કહી તેરીતે હે વીર પરમેશ્વર તમે
ફરસી તે આવી રીતે ચાર પાચડા વીસચો-
ગડા એકમો ત્રગડા પાચસો બગડા પચવીસો
એકડા અને સાહાબાર હજારપિંડા સરવાલે
થાય એટલે અનંતગુણ વૃદ્ધિનું કંડક એક
અસંખ્યાતગુણ વૃદ્ધિના કંડક પાચ સંખ્યાત
ગુણ વૃદ્ધિના કંડક પચવીસ અસંખ્યાતભાગ
વૃદ્ધિના કંડક એકસો પચવીસ અસંખ્યાત
ભાગ વૃદ્ધિના કંડક છસોને પચવીસ અને
અનંતભાગ વૃદ્ધિના કંડક ત્રણહજાર એક-
સોને પચવીસ એ સર્વ મલી (૩૯૦૬)
કંડક થયા એ સર્વ યંત્ર પ્રમાણે અસત્કલ્પનાયે
લખ્યું છે પણ પરમાર્થ રીતે તો આગલા
સૂત્રના કહીશું ॥ ૭ ॥

संयम श्रेणिमां श्रेणि क्षपक लहि
शुक्ल ध्यान ॥ घाती करमनो क्षय-

करी पाम्यो पंचम ज्ञान ॥ प्रवचन-
सारनी वृत्तिमां यंत्रनी ठवणा दीठ
। क्षमाविजय जिन वयणथी उत्तम
चित्त पविट्ठ ॥ ८॥

અર્થ:—સંયમશ્રેણી આરોહતાં અનુક્રમે ક્ષપકશ્રેણીમાં સુક્લધ્યાન પામીને ઘાતિયાં ચારકર્મ ક્ષય કરતાં યથાખ્યાત ચારિત્ર કેવલજ્ઞાન કેવલ દર્શનરુપ રત્નત્રયી પામ્યા તદનુક્રમો યથા અપ્રમત્તગુણઠાણે અનંતાનુબંધીની ચોકડી દર્શનમોહત્રિક એવં સાતપ્રકૃતિ ક્ષય કરી અપૂર્વકરણ અનિવૃત્તિ ગુણઠાણે ચઢયા તિહાં અનિવૃત્તિના પ્રથમભાગને અંતે સોલપ્રકૃતિ ખપ.વે તન્નામ થાવરતિરિનરયાએવ દુગથીણતિગેગવિગલસાહરંતિ ઇતિ વલી બીજા ભાગને અંતે અપ્રત્યાખ્યાની ચોકડી

તથા પ્રત્યાખ્યાની ચોકડી એવં આઠપ્રકૃતિ ખપાવે ત્રીજે ભાગે નપુંસકવેદ ખપાવે ચોથે ભાગે સ્ત્રીવેદ ખપાવે પાચમે ભાગે હાસ્યછક્ક ખપાવે છઠેભાગે પુરુષવેદ ખપાવે સાતમેં ભાગે સંજ્વલનનું ક્રોધખપાવે આઠમે ભાગેં સંજ્વલનનુમાન ખપાવે અને નવમે ભાગેં સંજ્વલનની માયા ખપાવે એ રીતે નવમેં ગુણઠાણે બીજા પાચાથી વીસપ્રકૃતિ ખપાવે પછી દશમે ગુણઠાણે સંજ્વલનનુ લોભ ખપાવતો શુકલધ્યાનનુ પ્રથક્ત્વ વિતર્ક સવિચારરૂપ પ્રથમપાદ તદ્રૂપ અનલેકરી સકલ મોહનીય ભસ્મ શાતકરે પછી ક્ષીણમોહ ગુણઠાણે ચઢે ક્ષાયક ચારિત્રવંત થાય તિહા એકત્વ વિતર્ક અવિચારરૂપ શુકલધ્યાનનુ બીજેપાદ અનુભવી દ્વિચરમ સમય નિદ્રાદુગખપાવી ચરમ સમયે જ્ઞાનાવરણી પાચ દર્શનાવરણી ચાર અંતરાય પાચ એવ ચઉદ

પ્રકૃતિને ક્ષયે અનંત ચતુષ્ટી વિભૂષિત સિદ્ધ વધુ યોગ્ય થાય ઇતિશ્રી સિદ્ધસેન દિવાકર કૃત પ્રવચન સારોદ્ધારની વૃત્તિમાં ષટસ્થાનકના યંત્રની સ્થાપના દીઠી તે ક્ષમાયેં ઉપલક્ષિત જે દશવિધધર્મ તેણે કરી વિશેષે જયવંતા એવાં જિનકે૦ શ્રુતકેવલી અવધિજિન મનઃપર્યવજિન જે સુધર્મા સ્વામી તેના વચણકે૦ વર્ત્તમાન આગમ તેથી ઉત્તમ સાધુ સાધ્વીઓને ફરસનરૂપે તથા ઉત્તમ શ્રાવક શ્રાવિકાને શ્રદ્ધા મનોરથ રૂપેં સંયમશ્રેણી ચિત્તમાં પેઠી એટલે પંડિતશ્રી ક્ષમાવિજયગણિ શિષ્યરત્ન પંડિતશ્રી જિનવિજયગણિ ના વચનથી મુનિ ઉત્તમવિજયના ચિત્તમાં યંત્રની સ્થાપના પેઠી એટલે સ્થિરપણેરહી ઇતિએ પણ સોચવું.

અવતરણઃ—પ્રથમ ઢાલવડે ષટસ્થાનક પરૂપણા કીધી બીજા ઢાલે તેના યંત્રની સ્થાપના કરતાં સ્થૂલબુદ્ધિને પણ સુખે સમજાય

તેમ કર્યું હવે એકાતરાદિક માર્ગણાયેં કોઈ પૂછે તેને સુખે કહી શકિયેં તે રીતે વીર પ્રભુની સ્તવના કરતા અધસ્તન સ્થાન પરૂપણાનો ઢાલ કહિયેં છે ઇતિ સંબંધ જાણવો ॥

ढाल त्रीजो एकवीसानी देशीनो.

आतम रामीरे । शिव विसरामी नित्यनमु ॥ प्रभुजी स्तवतांरे पाप पोताना निगमु । पटथानिकरे जे अहठाण परूपणा ॥ सुणो सयणारे वयणा कलपनी भाष्यना ॥१॥ त्रूटकः— आदि असंख अंस वृद्धिथी कहो । भाग अनंत अंस केटलां ॥ हेठथानिक एम पूछत । कइयें कंडक जे-

तलां ॥ भाग संख्या तह गुण संख्या-
तें । असंख अनंतह गुण वली ॥
तस प्रथमथी कहे अथ अनंतर ॥
कंडक माने केवली ॥ २ ॥ इत्यनं-
तरमार्गणा ॥

અર્થઃ—શુદ્ધ નિર્મલ નિકલંક આત્મ-
સ્વભાવ રમણશીલ નિરૂપદ્રવ્યસ્થાન ક્ષેત્રથી
ઉર્ધ્વ લોકાગ્રભાવથી નિરાવરણાવસ્થા તેને વિષે
વિસરામી એવાં શ્રી વીરપ્રભુને નિત્ય સદા
નમસ્કાર કરૂં એ પ્રભુને સ્તવતાં અનેક ભવો
પાર્જિત પોતાના કર્યાં ખીરનીરની પરે અ-
ભેદ રહ્યાં જે પાપકર્મ તેને નિગમુ કેં૦
ગમાવું. પ્રભોર્નમસ્કાર સ્તુતિફલ મેતદેવ સંયમ
ષટ સ્થાનકને વિષે જે અનંતર એકાંતરાદિક
અહઠાણ પરૂપણાછે તેહિસમ્યકદ્દષ્ટી ઉત્તમ

સજ્જનો તમે સાંભલો એ વચન શ્રી બૃહત્ક-
લ્પના ભાષ્યના છે. ॥ ૧ ॥

હે ઉત્તમ જીવો તમે કહો કે અસંખ્યાત ભાગ વૃદ્ધિના પ્રથમ સયમ સ્થાનકથી અનંત ભાગ વૃદ્ધિના હેઠલા સયમ સ્થાનક કેટલા ગયા એમ કોઈ પૂછે તેને ઉત્તર જે અનંત ભાગ વૃદ્ધિના હેઠલા સ્થાનક એક કડક જેટલા ગયા છે કેમકે અનત ભાગ વૃદ્ધિ કડક પૂરૂં થયુ તેને અનત રેજ અસંખ્ય ભાગ વૃદ્ધિનું પ્રથમ સ્થાનક થયું છે તે માટેજ એમ કેહુ તેમજ સખ્યાત ભાગ વૃદ્ધિના પ્રથમ સયમ સ્થાનકથી અસખ્ય ભાગ વૃદ્ધિના હેઠલા સયમ સ્વાનક કેટલા ગયા તથા સખ્યાત ગુણ વૃદ્ધિના પ્રથમ સ્થાનથી સખ્યાત ભાગ વૃદ્ધિના હેઠલા સ્થાનક તથા અસખ્યાત ગુણ વૃદ્ધિના પ્રથમ સ્થાનકથી સખ્યાત ગુણ વૃ

દ્ધિના હેઠલા સ્થાનક વલી અનંત ગુણ વૃદ્ધિના પ્રથમ સ્થાનકથી હેઠલા અસંખ્યાતગુણ વૃદ્ધિના સ્થાનક કેટલા ગયાં એ રીતે કોઈ પૂછે તે વારે સર્વત્ર હેઠલના આંતરા રહીત માર્ગણાયેં કંડક પ્રમાણે સંયમ સ્થાનક કેવલી કહે યદુક્તં પંચ સંગ્રહે સ૦વાસિં વુઢ્ઢિણં કંડક મેતા અનંતરા વુઢ્ઢિ ॥ ઈત્યનંતર માર્ગણા. ॥ ૨ ॥

एकांतररे मार्गणा सुणो सवि संतरे ॥ भाग संख्यातेरे मूल थानकथी तंतरे ॥ हेठे थानिकरे भाग अनंतना भाषीयें । एककंडकरे कंडक वर्गते दाषीयें ॥ ३ ॥ त्रूटक ॥ दाषीयें गुण संख्यातथी वली ॥ असंख अ-

नंत गुणथी तथा ॥ पढम ठाणथी एक अंतर ॥ कंडक वर्ग कंडक यथा ॥ इति एकांतर मार्गणा ॥ एक अंतर मार्गणा कही ॥ सुणो द्यंतर मार्गणा ॥ संख्यात गुणथी हेठथानक अनंत भागना सुभमना ॥४॥

અર્થ—હવે એકાતર માર્ગણા કહે છે તે હે સર્વ સત જનો ઉત્તમ પુરૂષો તમે સાભલો કે એકાતર માર્ગણા તે શુ જે એક વૃદ્ધિ વિચમા પડતી મૂકીને પૃચ્છાકરવી તે એકાતર માર્ગણા કહેવાય તે આવી રીતે જે સંખ્યાત ભાગ વૃદ્ધિના મૂલકે૦ પ્રથમ સ્થાનકથી હેઠલ અસંખ્યાતભાગવૃદ્ધિના જે સ્થાનકે ગયા તેની પૃચ્છાન કરવી અને તેને

હેઠલ વલી જે અનંત ભાગ વૃદ્ધિના સ્થાનક ગયાં છે તે પૂછવા એમ કોઇક એકાંતરે પૂછે તે વારે એમ કહિયે જે એક કંટક અને કંડક વર્ગ પ્રમાણ જેમાં હેઠલ અસંખ્યાત ભાગ વૃદ્ધિના સ્થાનક કંડકમાત્ર ગયાં છે તેમાં એકેકા અસંખ્યાત ભાગ વૃદ્ધિ સ્થાનકને હેઠલ એકેક અનંત ભાગ વૃદ્ધિનું કંડક ગયું છે અને અસંખ્યાત ભાગ વૃદ્ધિના સ્થાનક કંડક માત્ર છે માટે કંડક કંડક સાથે ગુણાકાર કરિયે એટલે કંડક વર્ગ થાય તદ્ગુણો વર્ગ ઇતિવચનાત્ અને અસંખ્ય ભાગ વૃદ્ધિ ઉપરે અનંત ભાગ વૃદ્ધિનું એક કંડક થયું છે તે માટે એક તો કંડક વર્ગ અને તેના ઉપર વલી એક કંડક પ્રમાણ એટલા અનંત ભાગ વૃદ્ધિના સ્થાનક ગયાં છે એમ કહેવું.॥૩॥

તેમજ વલી સંખ્યાત ગુણ વૃદ્ધિના પ્રથમ સ્થાનકથી હેઠે સંખ્યાત ભાગ વૃદ્ધિના સ્થા-

નક ગયા તે મુકીને અસખ્યાત ભાગ વૃદ્ધિના સ્થાનક પૂછવા તથા અસખ્યાત ગુણ વૃદ્ધિના પ્રથમ સ્થાનકથી હેઠલ સખ્યાત ગુણ વૃદ્ધિના સ્થાનક ગયા તે મુકીને સખ્યાત ' ભાગ વૃદ્ધિના સ્થાનક પૂછવા તેમજ વલી અનંતગુણ વૃદ્ધિના પ્રથમ સ્થાનકથી હેઠલ અસંખ્યાત ગુણ વૃદ્ધિના જે સ્થાનક ગયા તે પડતા મૂકીને સખ્યાતગુણ વૃદ્ધિના સ્થાકન એકાતર માર્ગણાયે કેટલા પામીયે એમ કોઈ પુછે તેને એવુ ઉત્તર આપિયે જે કડક ગર્વ અને ઉપર એક કડક જેમ પુર્વે કહ્યા છે તેમ કહેવા ઇતિ એકાતર માર્ગણા યદુક્ત પચ સગ્રહે એગતરાઉ વુદ્ધિ ॥ વગ્ગો કડગ્સ કડચ ઇતિ એ રીતે એકાતર માર્ગણા કહી હવે દયતર માર્ગણા સાભલો જે બે વૃદ્ધિ વચમા મૂકીને પૂછીયે તે દયંતર માર્ગણા કહિયેં તે આવી રીતેં કે સંખ્યાત ગુણ વૃદ્ધિના પ્રથમ સ્થાન-

કેથી અનંત ભાગ વૃદ્ધિના સ્થાનક કેટલાં ગયાં એમ પૂછવાથી હે શુભમના તે કહિયે છે. ॥૪॥

कंडक घनरे, कंडक वर्ग दु, गुणो। करो। एक कंडकरे तस संख्या मनमां धरो ॥ दुग अंतररे असंख्य अनंत गुणथी लह्यां। अध स्थानकरे पूरव परें जाणो कह्यां ॥ ५ ॥ इति द्विकां तरमार्गणा त्रूटकः—त्रिकें अंतर कोई पूछे ॥ आदि असंख्य गुण वृद्धिथी ॥ हेठें भाग अनंत केरां ॥ ठाण कहो गुरु वयणथी ॥ कंडक वर्गनुं वर्ग कीजे ॥ कंडक घन त्रिक

उपरें ॥ कंडक वर्ग त्रिक एक कंडक ॥ होए ते मनमां धरे ॥ ६ ॥

અર્થઃ—કડક ઘન એક અને કડક વર્ગ બે તથા તે ઉપર એક કડક એટલા સ્થાનક પામીયે એ સર્વ ભેલા કરતા કેટલી સખ્યા થાય તે મનમા ધરો કે૦ ધારણા કરો તેજ વિવરીને કહે છે ઈહા પહેલા તો સંખ્યાત ગુણ વૃદ્ધિના પ્રથમ સ્થાનકથી હેઠલા સ-ખ્યાત ભાગ વૃદ્ધિના એકેક સ્થાનકને હેઠલ પ્રત્યેકે એકેક કડકાધિક કડક વર્ગ એટલે એક કંડક વર્ગ અને એક કડક તે અનત ભાગ વૃદ્ધિના સ્થાનકનું પામિયે.

અને સંખ્યાત ભાગ વૃદ્ધિ સ્થાનક કડક પ્રમાણ છે માટે કડક વર્ગ જેવારે એક કડક સાથે ગુણિયે તેવારે કંડક ઘન થાય

અને એક કંડક છે તે કંડક સાથે ગુણિયે તેવારે કંડક વર્ગ થાય અને સંખ્યાત ભાગ વૃદ્ધિ સ્થાનકને હેઠલે કંડક વર્ગ અને એક કંડક પામિયે એ સર્વ ભેલા કરતાં સૂત્રોક્ત પ્રમાણ થાય.

એ રીતે આગળ પણ દુગઅંતર માર્ગ- ણાયે અસંખ્યાત ગુણ વૃદ્ધિના પ્રથમ સ્થાનકે થો તથા અનંત ગુણ વૃદ્ધિના પ્રથમ સ્થાનકથી યથાક્રમેં હેઠલી અસંખ્યાત ભાગ વૃદ્ધિના તથા સંખ્યાત ભાગ વૃદ્ધિના સંયમ સ્થાનકે પૂર્વે જેમ કહ્યાં છે તેમ જાણો યદુક્તં પંચ સંગ્ર- હે કંડં કંડસ્સ ઘનો વગ્ગો દુગુણો દુગંતરા એઉ ॥ ૬ ॥ ઇતિ દ્વિકાંતર માર્ગણા.

હવે ત્રિકાંતર માર્ગણાયે એટલે ત્રણ વૃદ્ધિ વિચમાં મુકાને કોઇ પૂછે કે પ્રથમ જે સંખ્યગુણ વૃદ્ધિનું સ્થાનક તેથી હેઠલા

અનંત ભાગ વૃદ્ધિના સ્થાનક કેટલા ગયા તે સુવિહિત ગીતારથ ગુરુના વચન જાણ્યા હોય તો કહો એક કડક વર્ગ વર્ગ એટલે જેમ અસત્ કલ્પનાયે ચાર આંકને કડકની સ્થાપના કરિયે તેનો વર્ગ કરતા ચાર ચોક સોલ થાય વલી તેનો વર્ગ કરતા બશોને છપન્ન થાય તે વર્ગ વર્ગ કહિયે એ રીતે અસંખ્યાતનો સમજવો કેમકે એક કડકમા અસંખ્યાતા સ્થાનક છે માટે હવે એ એકતો કડક વર્ગ વર્ગ તથા તેના ઉપર વલી કડક ઘન ત્રણ તથા વલી કડક વર્ગ ત્રણ અને વલી ઉપર એક કડક હોય તે સર્વ ઉત્તમ શ્રદ્ધા સહીત મનમા રાખે.

એ સંખ્યા શી રીતે જાણીયે તે રીત કહે છે પ્રથમ અસંખ્યગુણ વૃદ્ધિના સ્થાનકથી હેઠલે સંખ્યાતગુણ વૃદ્ધિના સ્થાનક કડક પ્રમાણ ગયા છે તિહા એકેકા સ્થાનકને હેઠલે

પ્રત્યેકે અનંતભાગ વૃદ્ધિના સ્થાનક એક કંડક ઘન તથા કંડકવર્ગબે તથા એક કંડક પ્રમાણ પામિયેં તે માટે એ સર્વને કંડક ગુણાકરીને સરવાલો કરી રાખિયેં પછી સંખ્યાતગુણ વૃદ્ધિ કંડકને ઉપર એક કંડકઘન કંડકવર્ગબે અને એક કંડક છે તે પૂર્વલી રાસીમાં પક્ષેપીયેં તેવારેં યથોક્ત માન થાય યદુક્તં પંચસંગ્રહે કંડસ્સ વગ્ગ વગ્ગો ઘણ વગ્ગ તિગુણિયા કંડમ્ ઇતિ ॥ ૬ ॥

छठी वृद्धिनारे पहेला ठाणथी हेठलां ॥ बीय वृद्धिनारे थानक पूरव जेतलां ॥ इति त्रिकांतर मार्गणा, चउरंतररे अनंत गुणा दिम ठाणथी ॥ हेठ थानकरे भाग अनंत ना मानथी ॥ ७ ॥

त्रूटकः—परिमाणथी ते अष्ट कंडक वर्गवर्गा षट घना ॥ चार कंडक वर्ग आगल । एक कंडक सोभना ॥ इति चतुरं तर मार्गणा, पर्यवसाननी मार्गणा ते । षट थानिक पूरे करे ॥ मूलथी संयम ठाण फरसी ॥ वीर विभू केवल वरे ॥ ८ ॥

અર્થ—એમ છઠી અનંતગુણ વૃદ્ધિના પહેલા સ્થાનકથી હેઠલિ બીજી વૃદ્ધિના એટલે અસંખ્યાત ભાગ વૃદ્ધિના સ્થાનક પણ પૂર્વે જેટલા ત્રિકાંતર વૃદ્ધિના અનંતર કહ્યા છે તેટલા જાણવા ઇતિ ત્રિકાંતર માર્ગણા

હવે ચતુરંતર માર્ગણાને વિષે અનંત-

ગુણ વૃદ્ધિના આદિમકે૦ પ્રથમ સ્થાનકથી
હેઠલા સ્થાનક અનંતભાગ વૃદ્ધિના પ્રમાણથી
કેટલા છે ॥૭॥ તે પરિમાણથી આઠ કંડક વર્ગ
વર્ગ તથા છ કંડકઘન તથા ચાર કંડક વર્ગ
તથા ઉપરેં એક કંડક શોભન સંયમ પરિણામ
રૂપ છે એ કેવી રીતે જાણીયેં તે સમજાવે છે

અનંતગુણ વૃદ્ધિના પ્રથમ સ્થાનકથી
હેઠલિ અસંખ્ય ગુણ વૃદ્ધિના સ્થાનક કંડક
પ્રમાણ ગયાં છે અને અસંખ્ય ગુણના એકેક
સ્થાનકને હેઠલ અનંતભાગ વૃદ્ધિના સ્થાનક
કંડક વર્ગ વર્ગ એક તથા કંડકઘન ત્રણ
અને કંડક વર્ગ ત્રણ વલી કંડક એક પ્રમાણ
પામિયેં તે માટે એ સર્વને કંડકગુણા કરિયેં
જે થાય તે સરવાલો કરી રાખિયેં તથા
અસંખ્યાતગુણ વૃદ્ધિને ઉપરેં કંડક વર્ગવર્ગ
એક કંડકઘન ત્રણ કંડકવર્ગ ત્રણ કંડક
એક પામિયેં છે તે પૂર્વલી રાસીમાં પ્રક્ષેપિયેં

તે વારે યથોક્ત માન થાય યદુક્ત પંચ સગ્રહે, અડ કડ વગ્ગ વગ્ગા, ચત્તારિ વગ્ગા છે ઘનાકંડ ॥ ચઉ, અંતર વુદ્ધીએ, હેઠઠાણુ પરુવણાએ ॥ ૧ ॥ ઇતિ, કડક સંજ્ઞા ચાર તેને તદ્‌ગુણો વર્ગ સોલ વર્ગ. કંડકગુણો ઘન ચોસઠ વર્ગ વર્ગો બસો છપન ઘન કંડક ગુણોપિ બસો છપન યથોચિત સ્થાનકે સંખ્યા કરજો ઇતિ ચતુરંતર માર્ગણા

હવે પર્યવશાનની માર્ગણા કહે છે પર્યન્શાન જે છેહડો તેની માર્ગણા તે પટ સ્થાનક પૂરે થયે જાણવી એ મૂલથીકેં ધુરથી સંયમસ્થાન ફરસીને જગતનું નાયક જે શ્રીવીરપરમેશ્વર તે કેવલજ્ઞાન વર્યો ॥ ૮ ॥

उपर मध्यथीरे संयम थानिक जे भजे ॥ ते नियमारे हेठ उतरी पुन-

रपी सजे ॥ अंतर्मुहूर्त्तनीरे वुद्धी हानि ठाणमां ॥ होय मुनिनेरे ज्ञानी देखे ज्ञानमां ॥ ९ ॥ त्रुटक ॥ अप्पवहुअ विचार करतां अनंत गुणना थोडला ॥ तेहथी गुणह असंख्य केरा । कं-कड वर्ग कंडक भलां ० पच्छानुपूर्वि वुद्धि उत्तर एहन्यायें भावीयें ॥ क्ष-माविजय जिन चरण उत्तम भक्ति मावें पावीये ॥ १० ॥

અર્થઃ—જે ઉપરના સંયમસ્થાનક તથા વચમાંના સંયમસ્થાનક અનુક્રમે ફરસે તે નિયમા હેઠ઼ ઉતરીને કાલાંતરે પુનરપીકે૦ વલી સજેકે૦ સાવધાન થાય સંયમશ્રેણી

પામે યદુક્તં અંતોમુહુત્ત મિત્ત પિ, ફાસિયં હુક્ક જેહિ સમત્ત ॥ તેસિંઅવઠ્ઠ પુગ્ગલ, પરિયટ્ટો ચેવ સંસારો ॥ ૧ ॥ જો એમ છે તો સયમ પામ્યાનુ સું કહેવુ ઇતિ અંતર-મુહુર્ત્ત કાલપ્રમાણે અધસ્તન સંયમસ્થાન થકી ઉપરિ સ્તન સંયમસ્થાનારોહરૂપ વૃદ્ધિ તથા ઉપર સ્તન સ્થાનથકી અધસ્તન સ્થાનાવરોહરૂપ હાણી મુનિને થાય તે હે જ્ઞાનવાન વીત-પરમેશ્વર તમે દેખો છો યદુક્તં કલ્પભાષ્યે ગાથાદ્વય એય ચરિત્ત સેઢિ, પડિવઝઇ હેઠ કોઇ ઉવરિંવા ॥ જે હેઠા પવડિઝઇ, સિઝઇ ણિયમા જહા ભરહો ॥ ૧ મઝેવા ઉવરિંવા, નિયમા ગમણુ તુ હેઠિમં ઠાણુ ॥ અંતો મુહુત્ત વુદ્ધી, હાણુવિ તહેવ નાયવ્વા ॥૨॥ ઇતિ ॥૯॥

હવે અલ્પબહુત્વનો વિચાર કરતા અનંતગુણ વૃદ્ધિના સંયમસ્થાનક સર્વથકી થોડા જાણવા તે થકી અસખ્યાતગુણ વૃદ્ધિના સં-

યમસ્થાનક કંડક વર્ગ અને એક કંડક જેટલાં એટલે પરમાર્થે અસંખ્યાતગુણા પશ્ચાનુપુર્વીયે વૃદ્ધિ આગલે આગલે એરી તે ભાં વિયે સર્વત્ર અનંતર વૃદ્ધિસ્થાનક અસંખ્યાતગુણા ઈતિભાવ ક્ષમાનાવિજય એવાં જિનકે૦ વીરપરમેશ્વર તેના ચરણકમલની ઉત્તમવિધિ યુક્ત ભક્તિના મહિમા થકી સંયમશ્રેણી પામિયે ભવનિસ્તાર થઈયે સંસાર સમુદ્રનો પાર પામિયે ॥ ૧૦ ॥

ढाल चोथो रागधनाश्री कलसरुप

गायो गायोरे भलें वीर जगतगुरू गायो ॥ ए आंकणी छे.

संयमश्रेणी थानक षटविधठवणा यंत्र वनायो ॥ अहठाण परुपण क-

रतां ॥ मनुज जनम फल पायो रे ॥ भलें० ॥ १ ॥

અર્થ—જગતના ગુરૂ જગતના પૂજ્ય એવા શ્રી મહાવીર પ્રભુ તેને ભલે ભાવેકરી ગાયો સ્તવ્યો સયમ શ્રેણીના સ્તવનની સંગ્રહ ગાથા કહેતા ( કહીને ) કલસ રચીયે છે પ્રથમ ઢાલે સયમ શ્રેણીના ષટસ્થાન પરૂપણા બીજા ઢાલે યંત્ર સ્થાપના ત્રીજા ઢાલે અહ- ઠાણુ પરૂપણા કરતા મનુષ્ય જન્મનુ ફલ પામ્યુ ॥ ૧ ॥

शुद्ध निरंजन अलख अगोचर ॥ एहिज साध्य सुहायो ॥ ज्ञानक्रिया अवलंबी फरसो । अनुभव सिद्धि उपायोरे ॥ भले० ॥ २ ॥

અર્થઃ—શુદ્ધ નિરાવરણ નિરંજન રાગદ્વેષ અંજન રહિત અલખ લિપિ અગોચર તે જે સ્વરૂપ ચર્મ ચક્ષુએ જણાય નહિ એવો પરમાત્મા સ્વરૂપાનંદ વિલાસી પરભાવ ઉદાસી તેહીજ અમારો સ્વરૂપ અમને સાધ્યપણે સુહાયો એટલે રૂચ્યો હે આત્મન્ હે જીવ સમ્યક્‌જ્ઞાન સમ્યક્‌ક્રિયા અવલંબીને ફરસો પામો જે સ્વરૂપના વિચારમાં મન વિસરામ પામે અને અપૂર્વ રસ સ્વાદ ઉપજે એવો જે અનુભવ તે સિદ્ધિનું ઉપાય છે યદુક્તં નાણ કિરિયાહિંમુક્ખો ઇતિવચનાત્ ॥ ૨ ॥

श्रद्धा ज्ञान लह्यांछे तोपण । जो-नवि जाय पमायो ॥ वंध्य तरु उपमते पामे । संयमठाणजो नायो रे ॥ भले० ॥ ३ ॥

અર્થ.—સંયમ શ્રેણીનુ મહીમા કહિયે છે જે સમ્યક્ દર્શન સમ્યક્જ્ઞાન પામ્યા છે તો પણ જો પ્રમાદ સ્થાનક નજાય તો વાઝીયા ફુલ રહિત વૃક્ષની ઉપમા પામે કેમ કે જો સંયમસ્થાનક ન આવ્યો તો રાજા શ્રેણિક તથા સત્યકી વિદ્યાધરની પરે જાણવુ

जम खर चंदन भारनो वाहक । भारनो भागी कहायो ॥ तिणिपरें ज्ञानी संयम हीनो । सदगतीयें नवि जायोरे ॥ भले० ॥ ४ ॥

અર્થ —જેમ ગર્દભ બાવનાચંદનનો ભાર-વહેતોથકો ભારનો ભજનાર કહેવાય પણ સુગંધનો ભોગી ન કહેવાય તેમ જ્ઞાનીપુરૂષ ચારિત્રવિના જ્ઞાનનો ભોગી થાય પણ સદ્ગતીજે મોક્ષ તિહાં જાય નહી યદુક્તં જહાખરો

ચંદન ભારવાહી ॥ ભારસ્સ ભાગી નહુચંદનસ્સ ॥ એવંખુનાણી ચરણેણહીણો નાણસ્સભાગી નહુ સુગ્ગઇએ. ॥ ૧ ॥

आश्रव त्यागें संवर परिणति । अविरति सरव उठायो ॥ स्वस्वरूपमां थिरता तेहिज । संयम शुद्ध ठहरायोरे ॥ भलें० ॥ ५ ॥

અર્થઃ—સંયમનું મૂલસ્વરૂપ કહિયે છે પંચાશ્રવને ત્યાગે પંચસંવર પરણતિરૂપ મનકરણાનિયમુચ્છ જીવવહો એ બાર અવ્રતિને અભાવેં પોતાના સ્વરૂપમાં સ્થિરતા રમણ નિશ્ચલાનુભવ તેહીજ વીતરાગેં આગમમાં શુદ્ધસંયમ ઠહરાયો. ॥ ૫ ॥

अनुभव सुरतरु फलने काजे ।

कीजें आतम अमायो ॥ सनमुखभावें जेह प्रवर्त्तन । तेह निवर्त्त निदायोरे ॥ भलें० ॥ ६ ॥

અથ —અનુભવરૂપજે કલ્પવૃક્ષ તેનુ ફલ જે મોક્ષ તે પામવાને અર્થે આત્મા માયા રહીત કરવો અથવા અનુભવ સુખી જીવન મુક્ત છે મોક્ષને સન્મુખ ભાવેં પ્રભુ માર્ગાનુસારી જે પ્રવર્ત્તન તેહિજ નિવર્ત્તનનુ ઉ-પાય છે યદુક્ત નિર્જિત મદમદનાના વાક્કાયમનો વિકાર રહિતાના ॥ વિનિવૃત્ત પરાશાના મેહૈવ મોક્ષસુવિહિતાના ॥ ૧ ॥ ૬ ॥

ज्ञानक्रिया दुग चक्रे शोभित ॥ संयम रथ सुखदायो ॥ अनुभव धोरी युत शिव नगरे ॥ जाता विघ्नथायोरे ॥ भलें० ॥ ७ ॥

અર્થઃ—જ્ઞાન અને ક્રિયારૂપ બે ચક્કે૦ પઇડા તેણે કરી શોભિત એવો સંયમ રૂપ રથ તે સુખદાઇ છે અને અનુભવરૂપ ધોરિયે જોડયો તદારૂઢ આત્મા ચિદાનંદને શિવનગરિયે જાતાં નિરાવરણ થાતાં વિઘ્ન અંતરાય કોઇ ન થાય ॥ ૭ ॥

रायसिद्धारथ वंश विभूषण । तिसलाराणीजायो ॥ अजअजरामर सहेजानंदी । ध्यान भुवनमां ध्यायोरे ॥ भलें० ॥ ८ ॥

અર્થઃ—ઉદિતોદિત રાજા સિદ્ધાર્થના વંશનો શોભાવનારો શીલ સમ્યકત્વ દેસ વિરતિ એવી ત્રિસલારાણીયે જન્મ્યો અપુનરાવૃત્તિયે યોનિનિર્ગમ એટલે હવે સિદ્ધાવસ્થા કહી છે જન્મરહિત જરામરણ રહીત સહેજ

અકૃતૃમ સ્વસ્વરૂપાનંદી એવો વીર પરમાત્મા તેને ધ્યાનરૂપ ભાવ ધરમા ધ્યાવ્યો ચિંતવ્યો ॥૮॥

संवत नंद निधि मुनि चंद्रे । देव दयाकर पायो ॥ प्रथम जिनेसर पारण दिवशे ॥ स्तवना कलश चढायोरे ॥ भलें० ॥ ९ ॥

અર્થઃ—નવનંદ નવનિદ્ધિ સાતમુનિ એકચંદ્ર અંકાનાવામતોગતીતિ વચનાત્ એટલે સંવત્ ૧૭૯૯ નાવરસમાં દેવદયાનો કરનાર પામ્યો અથવા તેનું શાસન પામ્યો જે દિવસે પ્રથમ જિનેશ્વર શ્રી આદિનાથેં વરસીતપનો પારણો ઈક્ષુરસે શ્રેયાંસને હાથે કીધો તે દિવસેં સયમશ્રેણી ગર્ભિત શ્રીવીરપ્રભુનું સ્તવનરૂપ પ્રાસાદને વિષે કલસ ચઢાવ્યો એટલે સંપૂર્ણ કીધો ॥ ૯ ॥

विजयदेवसुरीस पटोधर । विजय-
सिंह सवायो ॥ सत्याशिष्याधर कपू
रविजयबुध । क्षमाविजय पुण्य पा-
योरे ॥ भलें० ॥ १० ॥

હવે ગુરૂ પરંપરા લિખીયેં છે શ્રીવીર-
સ્વામિના પાંચમાં ગણધર શ્રીસુધર્મસ્વામિ
પહેલા પટ્ટોધર થયા તિહાંથી આઠ પાઠ લગે
નિગ્રંથ બિરૂદધારી ૧ નવમેં પાટે સૂરિમંત્ર
કોટી વાર જપ્યા માટે કોટી બિરૂદધારી ૨
પન્નરમે પાટેં ચંદ્રસૂરિ ચંદ્રવત્ ધનુસોમ્ય
થયા માટે ચંદ્રગચ્છા કહેવાણા ૩ સોલમેં
પાટે સાંમત ભદ્રાચાર્ય ઘણુ નિર્મમ થયા
વનવાસેં રહ્યા માટે વનવાસી બિરૂદ થયું ૪
છત્રીસમેં પાટે સર્વ દેવસૂરિ થયા વડતલેં
આચાર્યપદ આપ્યું અને તેના શિષ્ય જે થયા

તે વડસાખાની પરે પરિવારે વધ્યા ને વલી ઘણા ગુણે વધ્યા માટે વડગચ્છ કહેવાણા ૫ ચુમાલીસમે પાટે આંબિલ વર્દ્ધમાન તપ કીધા માટે રાણાજીયે તપાબિરૂદ દીધો તિહાથી તપા કહેવાણા ૬ અનુક્રમે બાસઠમે પાટે આદેય નામ ધારી શ્રીવિજયદેવસૂરિ તત્પટ પ્રભાવક સવાઇ વિજયસિંહસૂરિ તેની સાચી ગ્રહણા શિક્ષા આ સેવના શિષ્યાધારી અર્થાત્ પંડિત સત્યવિજય ગણિ ગચ્છનાયકની આજ્ઞા માગી ક્રિયા ઉદ્ધાર કીધો શ્રીઆનંદઘન સાથે વનવાસ રહ્યા અનેક તપ કીધા અનુક્રમે વૃદ્ધાવસ્થા જાણીને અનહિલપુર પાટણમાં રહેતા ધર્મોપદેશ દેતાં તેમના શિષ્ય પંડિત કપૂરવિજય અને પંડિત કુશલવિજય થયા તેમા શ્રીકપૂરવિજય ગણિતો અરિહંત પ્રતિમા પ્રતિષ્ઠાદિક અનેક ધર્મકાર્યકારી પ્રભાવક થયા દેશ નગર પુર પાટણે વિહાર કરતા કરતા રહ્યા તેમના શિષ્ય પંડિત વૃદ્ધ વિજય ગણી

તથા પંડિત ક્ષમાવિજય ગણી થયા તેમાં પંડિત ક્ષમાવિજયગણિ તો દેશના આપવાના ગુણે કરી અનેક ભવ્ય જીવોને ઉપકારી પવિત્ર ચરણ કમલ ધારી થયા ॥ ૧૦ ॥

**सूरतमांहे सूरय मंडण। श्रीजिन विजय पसायो ॥ विजयदयासूरिराजे जगपति ॥ उत्तमविजय मल्हायोरे ॥ भलें० ॥ ११ ॥**

**અર્થઃ**—શ્રી શ્રીસૂરતબંદરે સૂર્યમંડણ પાર્શ્વનાથની સ્મૃતિ પ્રણુતિ મહિમાયે તથા પંડિત શ્રીક્ષમાંવિજયગણિ શિષ્ય રત્ન સંપ્રતિ વિદ્યમાન ચિરંજીવી પરમોપકારી પંડિતશ્રી જિનવિજય ગણિયે ઉદ્યમ કરી મને પ્રથમ અભ્યાસ કરાવ્યો તે જેમ માતા પિતા પુત્રને પ્રથમ પગ માંડવા તથા બોલવા શિખવે તેમ

ગુર્વાદિકે મને ઉપકાર કીધો એ શ્રી તપાગચ્છ-
ધિરાજ ભટ્ટારક શ્રી વિજયદયા સૂરિશ્વરના
રાજમા જગતપતિ જગત્ પરમેશ્વર શ્રીવીર
સ્વામિને મુનિ ઉત્તમવિજયે મલ્હાચો ગાચો
સ્તવનાગોચર કીધો એ સ્તવન અમચ્છરી
ગીતાર્થ પુરૂષો તમે સોધજો ભણાવજો ભણુતા
ભણાવતા સંયમ શ્રેણીયે ભૂષિત થઈ
સહેજાન દપામજો ॥ ૧૧ ॥

## इतिश्री संयमश्रेणी गर्भित वीरविभो स्तवनं समाप्तं श्रीरस्तु.

॥ श्री जिनेंद्राय नमः ॥

# अथ श्री लोकनालद्वात्रिंशिका बालावबोध सहित प्रारंभः

## प्रथम बालावबोध कर्त्तानुं मंगलाचरणः—

श्रीमदाप्तं प्रणम्यादौ । जगत स्थिति दर्शकं ॥ वक्ष्ये लोक विचारस्य । वार्त्तिकं समयानु गम् ॥१॥

વ્યાખ્યાઃ—જગતની સ્થિતિના દેખાડનારા એટલે જગતની યથાર્થ સ્વરૂપ સ્થિતિના દેખાડનારા શ્રીવીતરાગ ભગવાનને પ્રણામ કરીને એટલે નમસ્કાર કરીને આ લોકના વિચારનું વાર્ત્તિક સમયાનુસારે એટલે આગ-

મોક્ત પ્રકારે હુ કહું છું ॥ ૧ ॥

**जिण दंसणं विणाजं । लोअं पूरंति जम्म मरणेहिं ॥ भमइ जिओणंत भवे । तस्स सरूवं किमवि वुच्छं ॥ १ ॥**

વ્યાખ્યાઃ—'જિણ'–જિન એટલે શ્રી તીર્થંકરદેવ, તત્પ્રણિત 'દંસણ'–દર્શન એટલે સમ્યક્ત્વ, દર્શન અથવા તીર્થંકરનુ દર્શન તે મનોવચન તથા કાય એ ત્રિકરણ ભાવે કરી જે દેખવુ તે છે 'વિણ'–તે વિના 'જ' –જે 'જમ્મમરણેહિ'–જન્મ તથા મરણે કરી 'લોઅ'–લોક એટલે સામાન્યપણે ચૌદ રાજ લોકને 'પૂરંતિ'–પૂરતો થકો 'અણુત ભવે'–અનંત ભવ પ્રતે 'જિઓ ભમઈ'– જીવ ભમે છે, 'તસ્સરૂવ'–તે લોકનું

સ્વરૂપ, આકાર; લાંબી, પહોલાઇ તથા જાડાઇ 'કિમવી'–કાંઇક સ્તોકમાત્ર 'વુચ્છં'–કહું છું. ॥ ૧ ॥

અવતરણ:—અનંત પ્રદેશ અલોકાકાશને વિષે સામાન્યપણે અલ્પ માત્ર લોકનો આકાર વખાણે છે:—

**वइसाह ठाण ठिय पय । कडित्थ कर ग्रुग नरागिई लोगो ॥ उप्पत्ति नास धुअ गुण । धम्माइ छ दव्व पडिपुण्णो ॥ २ ॥**

વ્યાખ્યા:—'વઇસાહ'–ખાઇઓ તેના 'ઠાણ'–વિલોવવાના સમયને વિષે 'ઠિય'–સ્થિત એટલે સ્થાપ્યા છે 'પય'–પદ એટલે બે ચરણ જેણે, વલી વિલોવતાં 'કડિ' ત્થ'–કટિસ્થ એટલે કટીને વિષે જે 'કર-

યુગ '–હસ્થ યુગલ એવો જે ' નરાગિઈ '– નરાકૃતિ એટલે મનુષ્યના જેવો જેનો આકાર છે, એવો લોક છે. તથા વિલોવવાના અધિકાર માટે નર શબ્દે કરી પ્રાયે સ્ત્રી જાણી લેવી સ્ત્રી જ્યારે છાસ વિલોવે છે, ત્યારે બે પગ મોકલા રાખે છે અને કટિ પ્રદેશને વિષે યથા બધ સકીર્ણ થાય તેની પેઠે લોક પણ હેઠલ પહોલો છે તથા ચઢતો મધ્ય ભાગને વિષે સ કીર્ણ છે વલી વિલોવતા બન્ને હાથ કટિ દેશમા રાખ્યામા આવે છે, ત્યારે બે કોણીના વચલા ભાગમા કટિ પ્રદેશથી હૃદય સુધી ચઢતો વિસ્તાર થાય છે. અને મસ્તક દિશી સકીર્ણ છે તેમ લોક પણ મધ્ય ભાગથી ઉપર ચઢતા પાચમા દેવ લોકસુધી વિસ્તાર પામેલો છે ત્યાથી વલી સકીર્ણ થાય છે તેમાટે વિલોવનારી સ્ત્રીના આકારનું દૃષ્ટાત કહ્યુ છે હવે એ લોકમા કયા કયા

પદાર્થો છે? તે કહે છેઃ—' ઉપ્પત્તિ '–ઉપજવું, ' નાસ '–નાશને પામવું, ' ધુઅ '–ધ્રુઅ એટલે નિશ્ચલપણું અથવા સ્થિતિ એ ' ગુણ, ગુણો જેને વિષે છે, એવા ' ધમ્મઈ'–ધર્માસ્તિકાયાદિક ' છદ્દવ્વ '–છ દ્રવ્ય એટલે પદાર્થ જેમાં ' પડિપુણ્ણો '–પરિપૂર્ણ ભર્યા છે. ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય; પુદ્ગલાસ્તિકાય જીવાસ્તિકાય તથા કાલ એ છ દ્રવ્ય જાણવાં ॥ ૨ ॥

અવતરણઃ—કેટલાએક પરદર્શની એમ કહે છે કે; લોક બ્રહ્માએ ઉત્પન્ન કર્યો છે, વિશ્નુ પાલના કરે છે, મહાદેવ સંહાર કરેછે, શેષનાગ કાછબો તથા કામ ધેનુ ધારણ કરી રહ્યાં છે; એમ કહે છે તેનું નિરાકરણ કરે છેઃ—

**केणवि न कओ न धओ । ऽणाहारो नहठिओ सयं सिद्धो ॥ अह-**

मुहं महमल्लग लघु, तदुवरि संपुड सरित्थो ॥ ३ ॥

વ્યાખ્યા —'કેણુવિ'–કોઈએ પણ 'નકઓ' આ લોક ઉત્પન્ન કર્યો નથી, ' નધઓ 'કોઈએ પણ ધર્યો નથી ' અણાહારો '–નિરાધાર છે. સર્વ પદાર્થ લોકને આધારે છે, ' નહઠિઓ '– એ લોક નભજે આકાશ તેને વિષે સ્થિત છે, ' સય સિદ્ધો '– તેથી સ્વય સિદ્ધ છે એ લોકનો આકાર પ્રકારાતરે કહે છે –' અહમુહ '–અધ મુખ એટલે ઊંધો કીધેલો જે મોટો ' મહમ લ્લગ '–મહત્ મલ્લક એટલે મોટો સરાવ, 'તદુવરિ'–તેની ઉપર 'લઘુ સંપુડ'–ન્હાના સરાવનો સંપુટ કર્યો હોય તેની ' સરિત્થો '–સદૃશ એટલે તેના સરખો. આ લોકનો આકાર છે ॥૩॥

पयतलि सग मज्झेगा । पण कुप्पंरि सिरतलेग रज्जु पिहु ॥ सो

चउदस रज्जुञ्चो । माघवइ तलाउजा सिद्धी ॥ ४ ॥

વ્યાખ્યાઃ—'પયતલિ'–પહતલે એટલે પહેલાં જે વૈશાખ સ્થાન સ્થિત મનુષ્યને આકારે લોક કહ્યો; તે પગના તલિયાને ઠેકાણે ચારેદિક્ષિએ સાત રાજ પ્રમાણુ પોલો છે; અને મધ્ય ભાગ જે પુરૂષાકારને વિષે નાભિનું ઠામ છે, ત્યાંહાં એક રાજ પ્રમાણ ચારે દિશિએ પોલો છે. બન્ને હાથની કોણીના ઠામને વિષે પાંચ રાજ પ્રમાણુ પોલો છે. અને મસ્તકને ઠેકાણે એક રાજ પ્રમાણુ પોલો છે; વલી તે લોક હેઠલી માઘવતી સાતમી નરક પૃથ્વીના તલાથી ઉપર યાવત્ સિદ્ધ શિલાસુધી જોતાં ચોહદરાજ પ્રમાણુ આ લોક ઊંચો છે ॥ ૫ ॥

अवतरणः—हवे पहोलापनी स्थि-

ति कहे छेः—

सगरज्जु मघवइ तला । पएस
हाणीय महियले एगा ॥ तो वुढि
वंभजा पुण । पण हाणीजा सिवे
एगा ॥ ५ ॥

વ્યાખ્યા —માઘવતી જે સાતમી નરક પૃથ્વી, તેના તલાથી ચારે દિશિને વિષે એ લોક સાત રાજ પ્રમાણ પહોલો છે, ત્યાથી પ્રદેશની હાની કરતા ઉપર તિર્યગલોકની મહી તલને વિષે આવે ત્યારે ચારે દિશિને વિષે એક રાજ પ્રમાણ વિસ્તાર છે ત્યાથી વલી ઉપર જાતાં વૃદ્ધિ થાય છે, તે પાંચમો બ્રહ્મ નામે દેવલોક છે ત્યા ચારે દિશાએ પાચ રાજ પ્રમાણે મહોલો છે ત્યાથી વલી પ્રદેશ ઘટતા છે તે જ્યા સિદ્ધ શિલા છે ત્યા ચારે

દિક્ષિએ એક રાજ પ્રમાણ પહોલો છે. તથા હાણી વૃદ્ધિ જે છે તે તો પ્રદેશ માત્ર કહી છે. તો પૂર્ણ ખાંડુઆ કેમ માંડિયે છૈએ? ત્યાં એ વિશેષ છેઃ—જે બન્ને પાસે પ્રદેશની હાણી છે તોપણ ઉતરતાં તથા ચઢતાં બન્ને પાસાના બે ત્રિખૂણા લઈ, અવલા સવલા જોડી ખાંડુઆમાં ભેલીએ ત્યારે ખાંડુઆં પૂરાં થાય. એમ સર્વત્ર જાણવું. હવે વિસ્તારનો વિવરો લખીએ છૈએઃ–સાતમી નરક પૃથ્વી સાત રાજ પ્રમાણ, છઠી સાડા છ રાજ પ્રમાણ, પાંચમી છ રાજ પ્રમાણ, ચોથી પાંચ રાજ પ્રમાણ, ત્રીજી ચાર રાજ પ્રમાણ, બીજી અઢીરાજ પ્રમાણ તથા પહેલી નરક ધમ્મા નરક પૃથ્વી એક રાજ પ્રમાણ પહોલી છે. ચારે દિશિઓને વિષે એ વિસ્તાર છે. ઉર્ધ્વ-લોકનો વિસ્તાર આગલ કહીશું. એ માન લોકનાલ બત્રીશીને અનુસારે કહ્યું છે. ગ્રંથા-

તરને વિષે અન્ય પ્રકારે પણ દીઠામાં આવે છે. નિશ્ચયની વાર્ત્તાતો જ્ઞાની જાણે ॥ ૫ ॥

अवतरणः—हवे लोकनाल मांडवा नो उपाय कहेतां प्रथम त्रस नाडीनो विचार कहे छेः—

सगवन्न रेह तिरिअं । ठवसु पणुडं च रज्जु चउअंसे ॥ इग रज्जु विच्छरा यय । चउदस रज्जुच्च तसनाडी ॥ ६ ॥

વ્યાખ્યાઃ—સત્તાવન રેખા ચોડી સ્થાપીયે પછી પાંચ રેખા ઉભી માંડિયે એમ કરતાં ઉપજે ૨૩ ગુણા છપ્પન ખંડ થાય, ચોડી સત્તાવન રેખા છે. તે માટે તેના છપ્પન ખંડ

થાય છે. ઉભી પાંચ રેષા છે. તેના ત્રીછો ચાર ખાંડુઆ થાય, ચાર ખાંડુએ એક રાજ થાય, તથા એ ત્રસ નાડી પહોલાઇએ કરી એક રાજ પ્રમાણ, અને લાંબ પણે ચૌદરાજ પ્રમાણ જાણવી. ॥ ૬ ॥

અવતરણઃ—તથા લોકનો મધ્ય નાલ તે ત્રસ નાડી તેમાં બેંદ્રિયાદિક ત્રસ જીવ જન્મ મરણ પામે છે, માટે ત્રસનાડી કહેવાય છે. એ ત્રસનાડીની બહાર જે લોકોનો વિસ્તાર છે, ત્યાં સૂક્ષ્મ એકેંદ્રિય નિગોદ સર્વત્ર વ્યાપી રહ્યું છે. તે બાહારનો વિસ્તાર અધોલોકને વિષે કહ્યો હવે ઊર્ધ્વલોકને વિષે ખાંડુઆનો વિસ્તાર કહે છેઃ

उड्ढं तिरिअं चउरो । दुसु छ दुसु
अट्ठ दसय इक्किक्के ॥ बारस दोसु
सोलस । दोसुं वीसाय चउसु पुढो ॥७

વ્યાખ્યા—ઉર્ધ્વ લોકની શ્રેણીને વિષે
પ્રથમ રત્નપ્રભા નરકપૃથ્વી થકી ઉપર જે
આઠયાવીશ ખાડુઆની શ્રેણી છે તેમા લો-
કના મધ્યથી ઉપર પહેલી બે શ્રેણીને વિષે
ચાર ચાર ખાડુઆ ત્રસ નાડીનાજ છે પણ
ત્રસ નાડીથી બહાર નથી ત્યારપછી વલી
તેથી ઉપર બે શ્રેણીને વિષે છ છ ખાડુઆ
છે, એટલે ચાર ખાડુઆ ત્રસ નાડીના અને
એકેકો બન્ને પાસાનો ખાડુઓ લેખવતા છ
ખાડુઆ થાય. ત્યાર પછી ઉપર એક શ્રેણીને
વિષે આઠ ખાડુઆ છે તે બને ખાડુઆ બે
પાસે તેના ચાર ખાડુઆ અને ત્રસ નાડીના
ચાર ખાડુઆ એ આઠ ખાડુઆ છે વલી
તેની ઉપર એક શ્રેણીને વિષે દશ ખાડુઆ
છે, તે બન્ને પાસે ત્રણ ત્રણ છે, અને ત્રસ
નાડીના ચાર મલી દશ થાય છે. ત્યાર પછી
બે શ્રેણીને વિષે બાર બાર ખાડુઆ છે, ત્યારે

પછી બે શ્રેણીને વિષે શોલ શોલ ખાંડુઆ છે, તેમજ ચાર શ્રેણીને વિષે વીશ વીશ ખાંડુઆ છે. તે બધા પૃથક્ એટલે જુજુઆ છે. ॥૭॥

અવતરણઃ—એવી રીતે ઊર્ધ્વ લોકને વિષે પ્રદેશની વૃદ્ધિના ખાંડુઆ કહ્યા, એટલે અઠાવીશ શ્રેણીમાં ચૌદ શ્રેણી થઈ; હવે હાનીના ખાંડુઆ કહે છેઃ—

**पुणरवि सोलस दोसुं। बारस दोसुं च तिसु दस तिसुठ ॥ छदुसु दुसु चउ खडुंअ। सव्वे चउरुत्तरा तिसया॥८**

વ્યાખ્યાઃ—વલી પંદરમી તથા શોલમી એ બે શ્રેણીને વિષે શોલ શોલ ખાંડુઆ છે. સતરમી તથા અઢારમી એ બે શ્રેણીને વિષે બાર બાર ખાંડુઆ છે. ઓગણીશમી, વીશમી તથા એકવીશમી એ ત્રણ પંક્તિને વિષે દશ

કશ ખાંડુઆ જાણવા. બાવીશમી ત્રેવીસમી તથા ચોવીશમી એ ત્રણ પંકિતને વિષે આઠ આઠ ખાંડુઆ જાણવા પચીશમી તથા છવીશમી એ બે શ્રેણીને વિષે છ છ ખાંડુઆ છે અને સત્યાવીશમી તથા અઠયાવીશમી એ બે શ્રેણીને વિષે ચાર ચાર ખાંડુઆ ત્રસ નાડિમાં જ છે. ॥ ૮ ॥

અવતરણ —એવી રીતે ઉર્ધ્વ લોકની અઠયાવીશ શ્રેણીના ખાંડુઆનું માન કહ્યુ એ પ્રમાણે સર્વ ઉર્ધ્વ લોકના ખાંડુઆ ત્રણસેને ચાર થાય છે, વલી પણ કહે છે —

उयरीय लोअ मज्झा । चउ चउ ठाणेसु सत्त पुढवीसु ॥ चउर दस सोल वीसा । चउवीस छवीस अड-वीसा ॥ १ ॥

વ્યાખ્યાઃ—ચૌદ રાજ પ્રમાણનો મધ્ય એટલે જે વચ્ચેનો પ્રદેશ છે, ત્યાંથી અધો-લોક પ્રતે ઉતરતાં ' સાત નરક પૃથ્વીને વિષે પ્રત્યેકે પ્રત્યેકે ચાર ચાર શ્રેણીને વિષે કહે છે તે કેમ ? અધો લોકની અઠયાવીશ શ્રેણીમાં પહેલી નરક પૃથ્વીની ચાર શ્રેણીને વિષે ચાર ખાંડુઆ છે. તેના શોલ ખાંડુઆ થાય છે. બીજી નરક પૃથ્વીને વિષે ચાર શ્રેણીએ પ્રત્યેકે પ્રત્યેકે દશ દશ ખાંડુઆ છે. તેને દશ ગુણા કરતાં ચાલીશ ખાંડુઆ થાય છે. ત્રીજી નરક પૃથ્વીએ ચાર શ્રેણીમાં પ્રત્યેકે પ્રત્યેકે શોલ શોલ ખાંડુઆ છે. તેના ચોસઠ થાય છે, ચોથી નરક પૃથ્વીએ ચાર શ્રેણીમાંની પ્રત્યે-કમાં વીશ વીશ ખાંડુઆ છે, તેના એંશી ખાંડુઆ થાય છે. પાંચમી નરક પૃથ્વીએ ચાર શ્રેણીમાં પ્રત્યેકે ચોવીશ ચોવીશ ખાંડુઆ છે, તેના છનુ થાય છે. છઠી નરક પૃથ્વીએ

ચાર શ્રેણીમાં પ્રત્યેકે છવીશ છવીશ ખાંડુઆ છે, તેના એકશોને ચાર થાય છે સાતમી નરક પૃથ્વીને વિષે ચાર શ્રેણીએ પ્રત્યેકમાં અઠાવીશ અઠાવીશ ખાડુઆ છે તેના એકશોને બાર થાય છે એવી રીતે શોલ, ચાળીશ, ચોસઠ, એંશી, છનુ, એકશોને ચાર તથા એકશો ને બાર ॥ ૯ ॥

अह पण सय वारुत्तर । खंडुअ सोलहिय अट्ठसय सवे ॥ घम्माइ लोकमज्झं। जोयण अस्संख कोडीहिं

વ્યાખ્યા —અધોલોકના સર્વ એકઠા ખાંડુઆ મળીએ તો પાંચશેને બાર ઉપર થાય અને પૂર્વે ઊર્ધ્વ લોકના ખણ્ડુઓને ચાર કહ્યા તેને ભાગે મેળવીયે તેવારે સર્વ મળી આઠશેને સોળ ખાંડુઆ થાય છે. હવે લોકના માપનું કેમ કહે છે પહેલા નાનાની પ્રથમ નરક

પૃથ્વીને વિષે અસંખ્યાત યોજનની કોડી મેરુના મૂલને વિષે ગોસ્તનાકાર રુચકથી હેઠલ લોકનો મધ્યભાગ જાણવો. ॥ ૧૦ ॥

અવતરણ:—હવે ચૌદ રાજને વિષે અધો લોક, તિર્યગ્ લોક તથા ઉર્ધ્વ લોકમાં કોણ કોણ રહે છે તે કહે છે:—

**सग रज्जु जोयण सया, अट्ठार सुण सगरज्जु माण इहं ॥ अह तिरिय उड्ढ लोआ, निरय नर सुराइ भावुल्ला ॥ ११ ॥**

વ્યાખ્યા:—લોકના મધ્યથી આઠમા રાજને વિષે સમભૂતલથી નવશેં યોજન ઊંચો તથા નવશેં યોજન હેઠલ એ અઢારશેં યોજન પ્રમાણ તિર્યગ્ લોક કહેવાય છે. ત્યારે ઉર્ધ્વ લોકના સાત રાજ છે. તે અઢારશેં યોજન

ઊર્ધ્વ લોકમા ગણ્યાથી હેઠલા સાત રાજ તે અધો લોક કહેવાય, અઢારશે યોજન રહિત સાત રાજ પ્રમાણ ઊર્ધ્વ લોક કહેવાય છે હવે અધો લોકને વિષે નારકી પ્રમુખ, તિર્યક્ લોકને વિષે મનુષ્યાદિક, અને ઊર્ધ્વ લોકને વિષે દેવતા પ્રમુખ વશે છે. યદ્યપિ ભવન પત્યાદિક દેવતા અધો લોકમા વશે છે તથાપિ નારકી ઘણા છે, માટે તેજ અધો લોકે કહ્યા છે. ॥ ૧૧ ॥

अह लोय निरय असुरा, वंतर नर तिरिअ जोइस तरुग्गी ॥ दीवु दहि तिरिअ लोए, सुर सिद्धा उढ्ढ लोगम्मि ॥ १२ ॥

વ્યાખ્યા —પાછલી ગાથાને વિષે ' નિરય નર સુરાઈ '-એ વાક્યમા આદિ શબ્દ આ-

વ્યો છે માટે આદિ શબ્દ નિરયાદિ ત્રણે શ-
બ્દોની સાથે જોડિયે. ત્યારે નિરયાદિક નારકી
અસુર દેવતા અધો લોકમાં વશે છે. વ્યંતર
નર મનુષ્યાદિક તિર્યંચ જયોતિષી, તરૂ વ-
નસ્પતિકાય અગ્નિકાય એ અસંખ્યાતા દ્વીપ
સમુદ્રરૂપ તિર્યંક લોકમાં વસે છે. સુરાદિક સુર
દેવતા, સિદ્ધ કહિયે મુક્ત જીવ તે સર્વ ઊર્ધ્વ
લોકમાં રહ્યા છે. ॥ ૧૨ ॥

**इक्किक्क रज्जु इक्किक्क, निरय सग पुढवि असुर पढमंतो ॥ तह वंतर तदुवरि नर, गिरिमाइ अ जोइसा गयणे ॥ १३ ॥**

વ્યાખ્યાઃ—એકેક રાજ પ્રમાણ એકેક
નરક પૃથ્વી છે. એટલે સાતે નરકે સાત રાજ
થયા. તથા પહેલી નરક પૃથ્વીમાં અસુર

એટલે ભવન પતિ રહે છે, તથા પ્રકારે વ્યં-
તર પણ પહેલી નરક પૃથ્વિમા રહે છે તથા
પ્રથમ પૃથ્વીની ઉપર નર મનુષ્ય અનેક ન-
ગર ગિરિ એટલે મેરૂ પર્વતાદિક પદાર્થના
સમૂહ છે ચંદ્રમા, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર તથા
તારા એ પાચ પ્રકારના જ્યોતિષી ગયલોકે૦
આકાશને વિષે રહે છે. ॥ ૧૩ ॥

छसु खंडुगेसु अ दुगं, चउसु दुगं
छसु अ कप्प चत्तारी ॥ चउसु चऊ
सेसेसु अ, गेविझ णुत्तराय सिद्धंते॥

વ્યાખ્યા—લોકના મધ્યથી ઉપર ૭
ખાડુઆના ઉપરલા ભાગને વિષે સૌધર્મ ઈ
શાન એ નામના બે દેવલોક છે. એટલે અહી
લોકના મધ્યથી દોઢ રાજ ઊચા બે દેવલોક
છે. વળી ત્યાથી ચાર ખાડુઆ ઉપરના ભા
ગને વિષે સનત્કુમાર તથા માહેંદ્ર નામના

બે દેવલોક છે. ત્યાંથી છ ખાંડુઆમાં અનુક્રમે બ્રહ્મ, લાંતક, શુક્ર તથા સહસ્રાર નામના ચાર દેવલોક છે. ત્યારપછી ચાર ખાંડુઆને વિષે ચાર દેવલોક આનત, પ્રાણુત, આરણ, તથા અચ્યુત નામના છે. બાકીના આઠ ખાંડુઆને વિષે નવ ગ્રૈવેયક તથા પાંચ અનુત્તર વિમાન છે. તેમાં પ્રથમ ચાર ખાંડુઆને વિષે નવ ગ્રૈવેયક છે ને ઉપરના ચાર ખાંડુઆને વિષે પાંચ અનુત્તર વિમાન છે. અંતખાંડુઆના છેડાને વિષે સિદ્ધ શિલા છે.

અવતરણઃ—એવી રીતે ઉર્ધ્વ લોકને વિષે દેવલોકની સ્થિતિ કહી, તે વિષે આગમની સાખ કહે છે તથા ચાગમે—

**सोहम्मम्मि दिवढा, आढइज्जा य रज्जु माहिंदे ॥ चत्तारी सहसारे, पणच्चुए सत्त लोगंते ॥ १५ ॥**

વ્યાખ્યા—લોકના મધ્યથી સૌધર્મ દેવલોક દોઢરાજ ઊચો છે, લોકના મધ્યથી માહિંદ્ર દેવલોક અઢીરાજ ઊચો છે, લોકના મધ્યથી સહસ્રાર દેવલોક ચાર રાજ ઊચો છે, લોકના મધ્યથી અચ્યુત બારમો દેવલોક પાચરાજ ઊંચો છે, અને લોકના મધ્યથી લોકાંત સાત રાજ ઊંચો છે. ॥ ૧૫ ॥

सम्मत्त चरण रहिया, सव्वं लोगं फुसे निरवसेसं ॥ सत्तय चउदस भाए, पंचय सुय देस विरईए ॥१६॥

વ્યાખ્યા—સમ્યકત્વ એટલે દેવને વિષે દેવની સદ્દહણા, ગુરૂને વિષે ગુરૂની સદ્દહણા દયા મૂલ ધર્મને વિષે ધર્મની સદ્દહણા, ચરણ એટલે ૫ આશ્રવથી વિરમણ, પાંચ ઇંદ્રિયનો નિગ્રહ, અનંતાનુબંધિયા ક્રોધ,

માન, માયા તથા લોભનો ત્યાગ; મનોદંડ, વચન દંડ કાયદંડ, તેની વિરતિ એવા જે સંયમના સત્તર ભેદ, તેણે કરી સંયુક્ત જે ચારિત્ર તેણે કરિ રહિત એટલે મિથ્યાત્વ કુગુરૂ, કુદેવ, તથા કુધર્મના સદ્દહનાર અવિરતિ એવા જે સંસારી જીવ તેને સમ્યકત્વ ચરણ રહિત કહિયે, એવા જીવો ચૌદ રાજલોક પ્રતે સૂક્ષ્મ તથા બાદર જીવ યોનિમાં ફરતા થકા નિરવિશેષપણે ફરસે એટલે ચૌદરાજમાં તિલમાત્ર ભૂમિ અણ ફરસી ન મૂકે; શ્રુતજ્ઞાની જે યતિ છે તે લોકના મધ્યથી ઊંચે સાત રાજ ફરસે છે; કારણ કે શ્રુત જ્ઞાનીને ઉત્કૃષ્ટી ગતિ સર્વાર્થ સિદ્ધિ સુધી છે એવું સિદ્ધાંતમાં કહ્યું છે. તે સર્વાર્થ સિદ્ધિ લોકના મધ્યથી કાંઈ એક ઉણા સાત રાજ છે. તે સ્તોક માત્ર ઊણા હોવાથી. સામાન્ય પણે પૂરાજ ગણ્યામાં આવ્યા છે. " છઉમત્થ

મ'જયાણુ', ઉવવાઓ ઉક્કોસઓ અસંખઠે'
એમ કહ્યું છે ' ચઉદસ ભાગે ૫ ચય, વલી દેશ
વિરતિ બારવ્રત ધર શ્રાવક તે ચૌદ રાજના
ચૌદ ભાગમાથી, પાચ ભાગ ઉર્ધ્વ લોકના
ફરશે, કેમકે, શ્રાવકની ઉત્કૃષ્ટી ગતિ અચ્યુત
નામના બારમા દેવલોક સુધી કહી છે તે બારમો
દેવલોક લોકના મધ્યથી પાચ રાજ ઉચો છે
તે માટે પાચ રાજ કહ્યા

અવતરણ'—હવે પ્રથમ સુચિરજ્જુ, પ્રતરરજ્જુ, ઘનરજ્જુ, તેઓના અનુક્રમે પ્રમાણ કહેતા પ્રથમ સાતમી નરક પૃથ્વીની આદિથી માડીને સુચિરજ્જુ કહે છે —

अडवीसा छव्वीसा, चउवीसा वीस सोल दस चउरो ॥ सुइ रज्जु सत्त पुढविसु, चउ चउ भइआउ पयर

વણા ॥ ૧૭ ॥

અર્થ ॥ સાતમી નરક પૃથ્વીને વિષે અઠાવીશ સુંચિરજ્જુ છે, છઠી નરક પૃથ્વીને વિષે છવીશ સુચિરજ્જુ, પાંચમી નરક પૃથ્વીને વિષે ચોવીશ સુચિરજ્જુ, ચોથી નરક પૃથ્વીને વિષે વીશ સુચિરજ્જુ, ત્રીજી નરક પૃથ્વીને વિષે શોલ સુચિરજ્જુ, બીજી નરક પૃથ્વીને વિષે દશ સુચિરજ્જુ તથા પહેલી નરક પૃથ્વીને વિષે ચાર સુચીરજ્જુ, જે ચાર ખંડુઆ શ્રેણીબંધ, અને પહોલાઇએ એકજ ખંડુઓ હોય તેને સુચિરજ્જુ કહિયે. સાતમી નરક પૃથ્વી ચાર ખંડુઆ ઊંચી છે; અને અઠાવીશ ખંડુઆ ત્રીછી ઓલીએ છે; એ માટે અઠાવીશ સુચિરાજ જાણવા. એવી સર્વત્ર ભાવના કરવી હવે. એ સાતે નરક પૃથ્વીના સુચિરજ્જુનું માન જે એકશોને

અઠાવીશ થાય છે તે ચાર ભાગે કરીયે તો પ્રતર રજ્જુનું માન મલે વલી તે પ્રતર રજ્જુનું આક ચારે ભાગે દેતા જે ફલિતાંક થાય તેટલા ઘનરજ્જુ જાણવા ચાર ચાર ખાડુઆ ચારે દિશિએ એટલે અકેક રાજ લાંબો તથા પહોલો અને પારાજ જાડો હોય તે પ્રતરરજ્જુ કહેવાય છે, તથા ચાર ખાડુઆ જાડાપણે, લાંબપણે તથા પહોલપણે તે ઘનરજ્જુ કહિયે પહેલા પ્રતર રજ્જુને વિષે શોલ ખાડુઆ હોય ઘન રજ્જુને વિષે ચોસઠ ખાડુઆ હોય તે આગલ કહેવાશે ॥ ૧૭ ॥

अडवीस सयं छसयरि, अह उड्ढ चउ जुया दुसय सव्वे ॥ सुइ रज्जु पयर रज्जु, दुतीसि गुण वीस इग-वण्णा ॥ १८ ॥

વ્યાખ્યાઃ--અધો લોકને વિષે પાંચશેને બાર ખાંડુઆ છે; તેના ચાર ભાગ કરતાં પ્રત્યેક ભાગ એકશોને અઠાવીશનો થાય તેટલા સુચિરજ્જુ જાણવા. ઊર્ધ્વ લોકને વિષે ત્રણશેને ચાર ખાંડુઆ છે તેના ચાર ભાગ કરતાં પ્રત્યેક ભાગ છોતેરનો થાય; તેટલા સુચિરજ્જુ જાણવા. તે અધો લોકના એકશોને અઠાવીશ સુચિરજ્જુ, તથા ઊર્ધ્વ લોકના છોતેર સુચિરજ્જુ, બન્ને એકઠા કરિયે ત્યારે બસેને ચાર સુચિરજ્જુ થાય. અધો લોકના એકશોને અઠાવીશ સુચિરજ્જુને ચાર ભાગ દઇયે ત્યારે બત્રીસ પ્રતરરજ્જુ થાય. ઉર્ધ્વલોકના છોતેર સુચિરજ્જુને ચાર ભાગ દઇયે તો ઓગણીશ પ્રતરરજ્જુ થાય. ॥૧૯॥

**अवतरण-हवे घनरज्जुनुं मान कहेछे.**

**घणरज्जु अट्ठ हिट्ठा, पउण पणुद्धं**

उभे पउण तेर ॥ घण पयर सूइ रज्जु, खंडुअ चउसट्ठि सोल चउ ॥ १९ ॥

વ્યાખ્યા –અધો લોકના બત્રીશ પ્રતરરજ્જુ છે, તે ચાર ભાગે દેતા આઠ થાય, માટે અધો લોકને વિષે આઠ ઘનરજ્જુ જાણવા ઊર્ધ્વ લોકને વિષે ઓગણીશ પ્રતરરજ્જુ છે તે ચાર ભાગે દેતા પોણા પાચ ઘનરજ્જુ છે તે ઉભે કહેતા અધ તથા ઊર્ધ્વ લોકના એકઠા કરિયે તો પોણા તેર ઘનરજ્જુ થાય હવે ઘન પ્રતર તથા સુચીરજ્જુનુ માન કહે છે –ચોસઠ ખાડુઆનો એક ઘનરજ્જુ થાય, શોલ ખાડુઆનો એક પ્રતરરજ્જુ થાય ચાર ખાડુઆનો એક સુચિરજ્જુ થાય. એ સામાન્ય પ્રકારે દૃષ્ટાંત માત્ર ચતુરસ્ર લોકનું પરિણામ દેખાડયુ, પણ લોકનુ સ્વરૂપ વૃત્તાકાર નહીકને આકારે છે, તે વૃત્તાકારના ખા-

ડુઆ યંત્રમાં લખાય નહી, માટે ચોરસ કહ્યા છે. ॥ ૧૯ ॥

અવતરણ—હવે મન કલ્પનાએ કૃત વૃત્તાકાર લોકને વિષે ઘનરજ્જુ, પ્રતરરજ્જુ, તથા સુચિરજ્જુનું માન કહે છે, તેમાં પ્રથમ ખાંડુઆની સંખ્યા કેહે છેઃ—

**सयवग्गु सिंगुणे पुण, बिसय गुणयाल हवंति घण रज्जु ॥ सङ्ख पणहत्तरि सयं, सङ्ख तिसङ्घी अहुङ्घ कमा ॥ २० ॥**

વ્યાખ્યા—પોતાના વર્ગથી ખાંડુઆ ગણીએ. તે આ પ્રમાણે—સાતમી માઘવતી પૃથ્વીને વિષે હેઠલી શ્રેણી એ અઠાવીશ ખાંડુઆ છે; તેને અઠાવીશના આંકથી ગુણીએ ત્યારે સાતશેને ચોરાશી ખાંડુઆ એક શ્રે-

ણીમા થાય એવી ચાર શ્રેણી છે તેથી સાતશોને ચોરાશીને ચારે ગુણતા ત્રણહજાર એકસોને છત્રીશ ખાડુઆ થાય એમ છઠી નરક પૃથ્વીનેવિષે હેઠલની શ્રેણીએ છવીસ ખાડુઆ છે તેને છવીસથી ગુણતા છશોને છોતેર થાય એવી ચાર શ્રેણીઓ છે તેથી છશોને છોતરને ચારથી ગુણતા બે હજાર સાતશેને ચાર ધનરજ્જુના ખાડુઆ થાય પાચમી નરક પૃથ્વીને વિષે હેઠલની શ્રેણીએ ચોવીસ ખાડુઆ છે તેને ચોવીશથી ગુણતા પાચશોને છોતેર થાય એવી ચાર શ્રેણી છે તેથી પાચશોને છોતરને ચારથી ગુણતા બે હજાર ત્રણશેને ચાર ધનરજ્જુના ખાડુઆ થાય ચોથી નરક પૃથ્વીને વિષે છેલી શ્રેણીએ વીશ ખાડુઆ છે તેને વીશથી ગુણતા ચારશે થાય એવી ચાર શ્રેણી છે તેથી ચારશેને ચારથી ગુણતા શોલશે ધનરજ્જુના ખાડુઆ થાય. ત્રીજી નરક પૃથ્વીને વિષે છેલી

શ્રેણીએ શોલ ખાંડુઆ છે. તેને શોલથી ગુણતાં બશેને છપ્પન થાય. એવી ચાર શ્રેણી છે. તેથી બશેને છપ્પનને ચારે ગુણતાં એક હજારને ચોવીશ ઘનરજ્જુના ખાંડુઆ થાય. બીજી નરક પૃથ્વીને વિષે છેલી શ્રેણીએ દશ ખાંડુઆ છે. તેને દશે ગુણતાં એકશો થાય. એવી ચાર શ્રેણી છે. તેથી એકશોને ચારે ગુણતાં ચારશો ખાંડુઆ થાય. અને પેલી નરક પૃથ્વીને વિષે છેલી શ્રેણીએ ત્રસ નાડીના ચાર ખાંડુઆ છે. તેને ચારે ગુણતાં શોલ થાય. એવી ચાર શ્રેણી છે તેથી શોલને ચારથી ગુણતાં ચોસઠ થાય. ત્યારે પહેલી નરક પૃથ્વીને વિષે ઘનરજ્જુના ચોશઠ ખાંડુઆ જાણવા. એવી રીતે સાત નરકપૃથ્વીનો ખાંડુઆનો વર્ગ કરી સર્વ અંક એકઠા કરીએ તો અગ્યાર હજાર બશોંને બત્રીસ અધોલોકને વિષે ઘનરજ્જુના ખાંડુઆ થાય. હવે ઊર્ધ્વ-

લોકને વિષે ઘનરજ્જુના ખાંડુઆનો વિચાર કહે છે -ઊપર લોકના મસ્તકથી આદિ લેવી ઊપરની શ્રેણીએ ચાર ખાંડુઆ ત્રસ નાડીના છે. તેને ચારે ગુણતા શોલ થાય એવી બે શ્રેણીઓ હોવાથી શોલને બમણા કરતા બત્રીશ ઘનરજ્જુના ખાડુઆ થાય તેથી હેઠલની શ્રેણીને વિષે છ ખાડુઆ છે તેને છ ગુણા કરતા-છત્રીશ થાય. એવી બે શ્રેણીઓ હોવાથી છત્રીશને બમણા કરતા બોતેર થાય. પછી આઠને આઠ ગુણા કરિયે ત્યારે ચોશઠ થાય એવી ત્રણ શ્રેણીઓ હોવાથી ચોશઠને ત્રણ ગુણા કરતા એકશોને બાણુ થાય ત્યારપછી દશને દશ ગુણા કરિયે ત્યારે એકશો થાય. એવી ત્રણ શ્રેણીઓ હોવાથી, એકશોને ત્રણથી ગુ-ણતા ત્રણશેં થાય પછી બારને બાર ગુણા કરિયે ત્યારે એકશોને ચુમાલીશ થાય એવી બે શ્રેણીઓ હોવાથી એકશોને ચુમાલીશને બમણા

કરતાં બશેંને અઠયાશી થાય. પછી શોલને શોલથી ગુણતાં બશેંને છપ્પન થાય એવી બે શ્રેણીઓ હોવાથી બશેંને છપનને બમણા કરતાં પાંચશેંને બાર થાય. પછી વીશને વીશથી ગુણતાં ચારશે થાય. એવી ચાર શ્રેણીઓ હોવાથી ચારશેને ચારથી ગુણતાં શોલશેં થાય. વલી ત્યાંથી ઘટતા શોલને શોલથી ગુણતાં બશેને છપન થાય. એવી બે શ્રેણીઓ હોવાથી બશેંને છપનને બમણાં કરતાં પાંચશેને બાર થાય ત્યાંથી હેઠલ બારને બારે ગુણતાં એકશોને ચુમાલીશ થાય. એવી બે શ્રેણીઓ હોવાથી એકશોને ચુમાલીશને બમણા કરતાં બશેને અઠાશી થાય ત્યાંથી હેઠલ દશને દશે ગુણતાં એકશો થાય એવી એકજ શ્રેણી હોવાથી એકશોજ ગણુવા. ત્યાંથી હેઠલ આઠને આઠે ગુણતાં ચોશઠ થાય. એવી એકજ શ્રેણી હોવાથી ચોસઠજ

ગણવા ત્યાથી હેઠલ છને છથી ગુણતા છત્રીસ થાય એવી બે શ્રેણીઓ હોવાથી છત્રીસને બમણા કરતા બોતેર થાય ત્યાથી હેઠલા ચારને ચારે ગુણતા શોલ થાય એવી બે શ્રેણીઓ હોવાથી શોલને બમણા કરતાં બત્રીશ થાય એ સર્વ અંક એકઠા કરતા ઉર્ધ્વલોકને વિષે ચાર હજારને ચોસઠ ઘનરજ્જુના ખાડુઆ થાય છે. તેને પૂર્વોક્ત અધોલોકના અગ્યારહજાર બશો બત્રીસ ખાડુઆની સાથે એકઠા ગણુતા પંદર હજાર બશોને છનુ ઘનરજ્જુના ખાડુઆ થાય. એવી રીતે પોતાના વર્ગની સાથે ગણુતા ચોસઠ ખાડુએ એક ઘનરજ્જુ થાય છે. માટે પંદર હજાર બશોછનુને ચોસઠ ભાગે વેંચતા બશોને ઓગણચાલીશનો ભાગ આવે. ત્યારે એ વૃત્તાકાર લોકને વિષે બશે ને ઓગણચાલીશ ઘનરજ્જુ થાય છે હવે અધોલોકના તથા ઉર્ધ્વલોકના ઘનરજ્જુઓ ભિન્ન ભિન્ન કરી કહે છે –

